# WORDS OF LIFE

# અનંતજીવનની વાતો

ઈ. સ. ૧૯૨૧.

કિંમત ૪ આના.

# WORDS OF LIFE

or

## Studies in the Life and Teaching of Jesus

by

Rev. R. H. Boyd, B. A.

# અનંતજીવનની વાતો

અથવા

## ઈસુ તથા તેના શિક્ષણ વિષે અભ્યાસપાઠ

કર્તા:

રેવ. આર. એચ. બોયડ, બી. એ.

સુરત:

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડળીને સારૂ
આઈરિશ મિશન છાપખાનામાં એચ. આર. સ્કોટે
છાપી તથા પ્રગટ કરી.

ઈ. સ. ૧૯૨૧.

કિમ્મત ૪ આના.

# પ્રસ્તાવના.

સુવાર્તાપ્રસારક અઠવાડિયાના કામની તૈયારીના સંબંધમાં આ પુસ્તકનાં પ્રકરણો પહેલવહેલાં સત્યોદયમાં બહાર પડયાં. ત્યાર બાદ ગુજરાતી ધર્મપ્રસારક મંડળીએ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કીધો ને તે મંડળી તરફથી તે બહાર પડે છે. તેને પ્રસિદ્ધ કરવામાં ડૉ. એચ. આર. સ્કોટ સાહેબે જે મદદ આપી છે તેને લીધે હું અંતઃકરણપૂર્વક તેમનો પાડ માનું છું.

હું આ નાનું પુસ્તક ગુજરાત તથા કાઠિયાવાડનાં સર્વ જુવાન ખ્રીસ્તીઓને અર્પણ કરૂં છું, અને હું આશા રાખું છું કે તેનો અભ્યાસ કરવાથી તેઓનું લક્ષ આપણા ત્રાતા પ્રભુ ઈસુ ખ્રીસ્ત અને તેના શિક્ષણ તરફ આકર્ષાશે. મેં જે લખ્યું તેમાં ખામી તથા અધુરાપણું છે, પરંતુ જે સદ્‌ગુરૂ તરફ હું વાંચનારનું ધ્યાન ખેંચવા ચાહું છું તેનામાં લેશમાત્ર ખામી અથવા અધુરાપણું છે એમ નથી. ઈસુનું શિક્ષણ તે સર્વ સમયને અનુકૂળ, અને સર્વ દેશના લોકોને સંપૂર્ણ બોધદાયક છે. તેના સંબંધી જેટલું લખીએ તે અધુરૂં છે, તેમજ તેમાં કાળાંતરે સુધારો કે વધારો કરવાની અગત્ય પડે છે, પરંતુ પ્રભુ ઇસુના શિક્ષણમાં ફેરફાર કરવાની આવશ્યકતા કદી થશે નહિ; તે સદા સુધી સર્વને માટે શ્રેષ્ઠ છે. યુગ બદલાય અને નવો જમાનો બેસે તોપણ ખ્રીસ્તનું શિક્ષણ તેને અનુકૂળ પડશેજ. જો આપણે તેનું લક્ષપૂર્વક અધ્યયન કરીએ તો તેની અવર્ણનિય ખુબી આપણી આંખ આગળ પ્રદિપ્ત થશે. જો આ પુસ્તક વાંચ્યાથી મારાં જુવાન ખ્રીસ્તી ભાઈબહેનો તે ખુબી નિહાળતાં શિખે તો મારો હેતુ પાર પડયો એમ સમજીશ.

R. H. B.

# અનુક્રમણિકા.

"પ્રભુ, અમે કોની પાસે જઈએ?
અનંતજીવનની વાતો તો તારી પાસે છે."

યોહાન ૬; ૬૮.

# BIBLE CLASS STUDIES
## IN
# THE LIFE AND TEACHING OF JESUS.

### અભ્યાસપાઠ પહેલો.

## સમયની સંપૂર્ણતા.

જ્યારે આપણાં આદિ માતપિતાએ પાપ કીધું ત્યારે પરમેશ્વરે તેઓને એદન વાડીમાંથી કાઢી મુકયાં, પરંતુ તેણે વચન આપ્યું કે સ્ત્રીનું સંતાન શેતાનનું માથું છુંદશે. ઘણાં વર્ષો વિતી ગયા પછી આ વચન બીજીવાર આપવામાં આવ્યું. પરમેશ્વરે ઇબ્રાહીમને કહ્યું હતું કે "તારા [સંતાન]માં પૃથ્વીનાં સર્વ કુટુંબ આશીર્વાદ પામશે." જ્યારે યાકુબ મરણતોલ હતો ત્યારે તેણે પોતાના દીકરા યહૂદાહને કહ્યું કે "શીલોહ આવે ત્યાં સુધી યહૂદાહમાંથી રાજદંડ ખસશે નહિ." આ વચનોને લીધે ઇસ્રાએલી લોકો આશા રાખતા હતા કે યહુદાહમાંથી ઉદ્ધારનાર આવશે. તે વચન શા માટે વહેલું પૂરૂં કરવામાં આવ્યું નહિ તેનું કારણ પાઉલ પ્રેરિત મથાળાના શબ્દોમાં સુચવે છે. "**સમયની સંપૂર્ણતા**" આવી ત્યારેજ દેવે પોતાનો દીકરો, બાયડીથી જનમેલો એવો મોકલ્યો. તે આવ્યો ત્યાર પહેલાં તેના આવવાની યથાયોગ્ય તૈયારી કરવાની અગત્ય હતી, તે તૈયારી વિષે વિચાર કરીએ.

### ૧. ગ્રીક લોકોએ જે મદદ કીધી તે.

સીકંદરના વખતથી તે ઇ. સ. ના બીજા સૈકા સુધી ગ્રીક લોકોની ભારે અસર પૂર્વ તથા પશ્ચિમ દેશના રહેવાસીઓ ઉપર પડી. ગ્રીક લોકો અતિશય ચંચળ સ્વભાવના હોવાથી

તેઓ આસપાસના સર્વ દેશોમાં ફરી વળ્યા હતા, અને જ્યાં જ્યાં તેઓ ગયા હતા ત્યાં ત્યાં તેમની ભાષા પણ ગઇ હતી. મનના વિચારો તથા અંતઃકરણની લાગણીઓ ચોક્કસ રીતે દર્શાવવાને માટે ગ્રીક ભાષાના જેવી અન્ય એકે ભાષા અસલના વખતમાં ન હતી. જે દેશમાં ઇસુ જન્મ પામ્યો અને જે દેશોમાં સુવાર્તા પહેલવહેલાં પ્રગટ કરવામાં આવી તે દેશોમાં આ શ્રેષ્ઠ અને ચોક્કસ ભાષા જાણીતી હતી. આ ઉપરથી અનુમાન કરાય કે ઇસુ આવ્યો અને તેની સુવાર્તા પ્રગટ કરવામાં આવી તે અગાઉ પરમેશ્વરે એવો ઠરાવ કીધો હતો કે આ ભાષામાં સુવાર્તા લખાય ને દેશોદેશ પ્રગટ કરાય.

ગ્રીક ભાષાની સાથે ગ્રીક વિદ્યા અને તત્ત્વજ્ઞાન પણ ફેલાઇ ગયલાં હતાં. ઇ. સ. પહેલાંના પાંચમા સૈકાથી માંડીને ગ્રીક તત્ત્વવેત્તાઓ આ દુનિયાના ખુલાસાની અને માણસના મુખ્યાર્થની શોધ કરતા આવ્યા હતા. આ શોધનાં બે મુખ્ય પરિણામ થયાં હતાં. પહેલું આ હતું કે વિદ્વાનો તેમજ સાધારણ લોકો પણ તત્ત્વજ્ઞાનની ગૂઢ વાતો વિષે અજાણ્યા ન હતા, પરંતુ વિશ્વને સૃજવાનું કારણ, વિશ્વનાં તત્ત્વો, તથા માણસના મુખ્યાર્થ વિષે નવી વાતો સાંભળવાને જિજ્ઞાસુ હતા. આ જિજ્ઞાસા સુવાર્તાને માટે એક જાતની તૈયારી હતી.

બીજું પરિણામ આ હતું કે જો કે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ ૪૫૦ વર્ષથી શોધ કરતા આવેલા હતા, તો પણ તેમની શોધથી તેઓ કંઇ સંતોષકારક નિર્ણય પર આવ્યા ન હતા. તેઓએ પોતાના જ્ઞાનવડે દેવને જાણ્યો નહિ, અને જે શહેરમાંના લોકો વિષે આપણે વાંચીએ છીએ કે તેઓ "કાંઇ નવી વાત કહેવી, અથવા સાંભળવી, તે સિવાય બીજા કશામાં પોતાનો વખત ગાળતા ન હતા," તેજ આથેન્સ શહેરમાં ઠેરઠેર મૂર્તિઓ જોવામાં આવી હતી, અને અજાણ્યા દેવના માનમાં વેદીઓ બાંધેલી હતી. તત્ત્વજ્ઞાનીઓએ શોધ કરવાથી દેવને જાણ્યો નહિ, અને સાધારણ લોકો જે ધર્મ પાળતા હતા તે વહેમ અને

દુરાચારથી ભરપૂર હતો. ઘણીવાર એમ બને છે કે જ્યારે માણસ તદ્દન લાચાર અને નિરૂપાય થાય છે ત્યારેજ પરમેશ્વરને તેને ખરા માર્ગમાં લાવવાની સારી તક મળે છે. ઇસુ આવ્યાના અગાઉ ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ નિરૂપાય જેવા થયલા હતા, માટે આ સમયે દેવે પોતાના દીકરાને મોકલ્યો. એક લેખક બતાવે છે કે ઇસુ આવ્યો તે પહેલાં ગ્રીક વિદ્વાનો એવા નિર્ણય ઉપર આવેલા હતા કે જો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાથી ઇશ્વરનો ખરો માર્ગ નહિ મળે, તો ઇશ્વર પોતે અવતાર લઇને ખુલાસો કરે તે શિવાય બીજો ઇલાજ નથી. એવે બારીક સમયે ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવામાં આવી.

## ૨. રૂમી લોકોએ જે મદદ કરી તે.

જ્યારે આપણો પ્રભુ ઇસુ ખ્રીસ્ત જનમ્યો ત્યારે રૂમી લોકો ડાન્યુબ નદીથી તે નીલ નદી સુધી, અને ફ્રાત નદીથી તે આટલાંટિક મહાસાગર સુધી રાજ્ય કરતા હતા. જેમ ગ્રીક લોકો તત્ત્વજ્ઞાનના અભ્યાસ અને કળાકૌશલ્યને માટે પ્રખ્યાત હતા, તેમ રૂમી લોકો કાયદાઓ અને રાજ્યકારોબારને માટે નામાંકિત હતા. તેમના વિસ્તીર્ણ રાજ્યની તમામ પ્રજાનો અદલ ઇન્સાફ કરવામાં આવતો, અને ગરીબ લોકો પણ કાઇસાર પાસે દાદ માગી શકતા હતા. જો કે રૂમી લોકો એક રીતે ધર્મચુસ્ત હતા તો પણ તે રાજ્યમાં દરેકને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ હતી. ખ્રીસ્ત આવ્યો ત્યાર પહેલાં એવું રાજ્ય માત્ર દૈવજોગે સ્થાપન થયું હતું તે આપણે માની શકતા નથી. દેવના ઠરાવેલા મનસુબા તથા પૂર્વ જ્ઞાનથી તે સ્થાપન થયું હતું, એમાં સંદેહ નથી; કારણ કે ઇસુએ પોતાનું કામ કર્યાં પછી પોતાના શિષ્યોને ઉપદેશ કરવાને મોકલ્યા, ત્યારે વારંવાર રૂમી રાજ્યના અદલ ઇન્સાફ અને તેના અધિકારીઓના નિષ્પક્ષપાતને લીધે તેઓ ધર્માંધ તથા ઝનુની યહુદીઓના હાથથી બચી ગયા, અને સુવાર્તા બધે ઠેકાણે પ્રગટ કરી શકતા હતા.

વળી રૂમી રાજ્યમાં મુસાફરી કરવાની સગવડ ખાસ પ્રશંસાપાત્ર હતી. કહેવત હતી કે રૂમ શહેર જવાના સર્વ દેશોથી રસ્તા મળતા. બે હજાર વર્ષ વિતી ગયાં છે, અને કાળચક્રને ઘણી ઇમારતો વશ થઇ ગઇ છે, પણ આજ સુધી રૂમી લોકોએ બાંધેલાં પૂલો અને સડકો જોવામાં આવે છે. તે સડકો પર વેપારીઓ, લસ્કરો અને સાધારણ વર્ગના હજારો માણસો દૂર દૂર દેશોની મુસાફરી સહીસલામત કરતા. જળમાર્ગે પણ અસંખ્ય માણસો અહર્નિશ આવજા કરતા. સુવાર્તાના પ્રસારના સંબંધમાં આ મુસાફરી કરવાની સગવડ વિશેષ ઉપયોગી થઇ પડી. ઇસુ જન્મ પામ્યો ત્યાર પહેલાં આકાશના રાજ્યના એલચીઓને માટે જળમાર્ગ અને સ્થળમાર્ગ સિદ્ધ કરેલા હતા.

રૂમી રાજ્યની વસ્તીમાં અનેક દેશના અને અનેક ધર્મના લોકો હતા. તેઓમાંના કેટલાએક તત્ત્વજ્ઞાનમાં પ્રવિણ હતા, અને બીજા કેટલાએક રાક્ષસો જેવા ક્રૂર અને અનઘડ હતા. રાજધાનીમાં જાતજાતના ધર્મ પળાતા. કોઇ પણ માણસ કાઇસારને માન આપે અને તેને વફાદાર રહે, તો તેને પોતાનો ધર્મ પાળવા વિષે વાંધો ન હતો. આ કારણને લીધે રૂમમાં અનેક દેશોના લોકોના વહેમ અને ભ્રષ્ટ ધર્મના દુરાચારે દાખલ થઇને ધીમે ધીમે બધી પ્રજા ઉપર ખોટી અસર પાડી. જીતી લીધેલા દેશોનું ધન અને સંખ્યાબંધ ગુલામો રૂમમાં આવ્યાં. એનું પરિણામ આ હતું કે રૂમીઓ આળસને, મોજશોખને અને દુરાચારને વશ થયા, અને જે મિશ્રિત અને ભ્રષ્ટ ધર્મ તેઓ પાળતા હતા તે તેઓને બચાવી શકતો ન હતો. માટે પાઉલ પ્રેરિત રૂમીઓને પત્રમાં તેઓનું વાસ્તવિક વર્ણન કરે છે. તે જમાનાના બીજા લેખકો પણ જણાવે છે કે જે વખતે સુવાર્તા પહેલવહેલાં રૂમીઓને પ્રગટ કરવામાં આવી તે વખતે લોકો ધર્મની હાંસી કરતા હતા. જેઓ વિચારવંત હતા તેઓ ઘણે ભાગે નિરાશ બની ગયા હતા, અને તેઓમાંના કેટલાએક માનતા હતા કે આ સંસારસાગરથી બચી જવાનો આપઘાત

એજ ટુંકો અને સહેલો રસ્તો છે. એવે બારીક સમયે ઇસુ આવ્યો.

### ૩. યહુદીઓએ જે મદદ કીધી તે.

ગ્રીક લોકો જ્ઞાનના શોધકો હતા, રૂમીઓ રાજકારભારને માટે પ્રખ્યાત છે, પણ યહુદીઓને "દેવનાં વચનો સોંપવામાં આવ્યાં હતાં." જે જમાનામાં ઇસુ જન્મ પામ્યો તે જમાનામાં યહુદી લોકો વિધવિધ કારણોને લીધે જુદા જુદા દેશોમાં વેરાએલા હતા. એક વિદ્વાન જણાવે છે કે એકલા રૂમી રાજ્યમાં ૪૫,૦૦,૦૦૦ યહુદીઓ હતા. તેઓમાંના ઘણા વિદેશીઓમાંથી યહુદી થએલા હતા. ઇસુએ શાસ્ત્રીઓને કહ્યું હતું કે "તમે એક શિષ્ય કરવા સારૂ સમુદ્ર તથા પૃથ્વી ફરી વળો છો." તેઓ શિષ્યો કરવાને અખંડ યત્ન કરતા, અને તેઓની મહેનત ઘણી સફળ થઈ હતી એમ લાગે છે. જ્યાં જ્યાં યહુદીઓ હતા ત્યાં ત્યાં સભાસ્થાનો હતાં, મુસાનો નિયમ વાંચવામાં આવતો, અને દસ આજ્ઞાઓ પાળવાની કોશિષ પણ કરવામાં આવતી. જ્યાં યહુદીઓ હતા ત્યાં ખરા તથા જીવતા દેવ તથા તેના ધર્મવ્યવહારના નિયમોના દૃઢ અને આસ્થાવાન સાક્ષીઓ હતા. રૂમી રાજ્યમાં એટલુંજ નહિ, પણ પૃથ્વીના છેડા સુધી દેવ પોતા વિષે સાક્ષી આપ્યા વગર રહ્યો નહિ. સુવાર્તાનાં બી વાવનારાઓ વાવવા નીકળ્યા ત્યાર પહેલાં યહુદીઓએ જમીન ખેડી સાફ કીધી હતી. પ્રેરિતો જ્યાં જ્યાં ગયા હતા ત્યાં ત્યાં તેઓએ પહેલવહેલાં સભાસ્થાનમાં ઉપદેશ કીધો, અને જેઓ પહેલવહેલાં ખ્રીસ્તીઓ થયાં હતાં તેઓ યહુદીઓમાંનાં હતાં.

પાલેસ્તાઇનના યહુદીઓ અસંતોષી હતા. તેઓનો રાજ્યકારભાર વિદેશીઓના હાથમાં ગયો હતો, અને તેઓ પોતાને પરતંત્ર અને ગુલામો ગણતા હતા. તેઓ રૂમી અધિકારીઓનો તિરસ્કાર કરતા, અને લાગ ફાવે તેઓમાંના ઘણા

ફિતુર કરવા તૈયાર હતા. પરંતુ તેઓનો કોઇ આગેવાન ન હતો, માટે તેઓ આશા રાખતા હતા કે રૂમીઓનો અધિકાર નષ્ટ કરવાને અને યહુદીઓનું રાજ્ય સંસ્થાપન કરવાને એક ઉદ્ધારનાર યહુદાહમાંથી આવશે. દાઉદના વંશનો એવો એક રાજા ઉભો થાય, તો તેઓ તેનો અંગીકાર કરવા તત્પર હતા.

પણ બધા યહુદીઓ સંસારી રાજ્યકારભારના લોભી ન હતા. ઘણા ગરીબ, સાદા અને ધાર્મિક લોકો આત્મિક રાજ્યની વાટ જોતા હતા, અને પાપની ઝુંસરી તોડી નાખનાર એવા આત્મિક રાજાના આવવાની વાટ જોતા હતા. ઝખાર્યાહ તથા તેની વહુ એલીસાબેત, યુસફ તથા મરિયમ, વૃદ્ધ શિમઓન તથા આન્ના ભવિષ્યવાદેણ, અને બીજાં ઘણાં પુરૂષો તથા સ્ત્રીઓ આ વર્ગમાંનાં હતાં. ઇસુ આવ્યો ત્યારે એવાંઓ તેનો અંગીકાર કરવાને માટે તૈયાર હતાં.

આ ઉપરથી જણાય છે કે પરમેશ્વરે ઇસુના આગમનને માટે કેવી રીતે તૈયારી કીધી. "**समयनी संपूर्णता** આવી ત્યારે તેણે પોતાના દીકરાને મોકલ્યો."

---

## અભ્યાસપાઠ બીજો.

# ઇસુની તૈયારી.

એક અંગ્રેજ ગ્રંથકર્ત્તા એમ લખે છે કે જે સંજોગો મધ્યે બાળક ઉછરે છે, ને જે કેળવણી તેને આપવામાં આવે છે તે બીજી બધી વાતો કરતાં તેના મન પર વિશેષ અસર કરે છે. જો કે આજકાલના આત્મજ્ઞાનવેત્તાઓ આસપાસના સંજોગો ઉપર એટલો બધો ભાર મૂકતા નથી, તોપણ એ વિદ્વાનનો મત કેટલેક દરજ્જે સાચો છે.

## દેશની અસર.

જો કે આપણો પ્રભુ ઈસુ ખ્રીસ્ત યહુદાહ દેશના બેથલેહેમ ગામમાં જન્મ પામ્યો, તોપણ તે ગાલીલના નાઝારેથમાં ઉછર્યો હતો. ગાલીલ દેશનો દેખાવ અતિ સુંદર હતો. કેટલાએકની ધારણા એવી છે કે જે દેશનું વર્ણન ગીતોના ગીતમાં કરવામાં આવે છે, તેજ ગાલીલ હતો. જો એમ હોય તો તે રળિયામણો અને ફળદ્રુપ દેશ હતો. નાઝારેથ ગામ પણ સુંદર હતું. એક જુનો લેખક તેને પારાદૈસની ઉપમા આપે છે, અને આજકાલના મુસાફરો પણ તેના દેખાવનાં ઘણાં વખાણ કરે છે. સુવાર્તા વાંચવાથી જણાય છે કે ગાલીલ તથા નાઝારેથના અલૌકિક સાંદર્યે ઈસુના મન ઉપર અને તેના ઉપદેશ ઉપર ઘણી અસર કીધી.

## લોકોની અસર.

અસલના વખતમાં ગાલીલ દેશમાં યહુદીઓની વસ્તી થોડીજ હતી, અને વિદેશીઓની વસ્તી ઘણી હતી, તેથી તેને 'વિદેશીઓનું ગાલીલ' કહેતા હતા. જો કે ઇસુના વખતમાં

યહુદીઓની વસ્તી વધી ગઈ હતી, તોપણ વિદેશીઓની સંખ્યા પણ ઘણી હતી, અને તેઓમાંના ઘણા યહુદી ધર્મમાં દાખલ થયા હતા. આ મિશ્રિત વસ્તીને લીધે યહુદાહના લોકો ગાલીલના યહુદીઓ તરફ તિરસ્કારની નજરે જોતા હતા. તેમની રાજધાનીમાં મંદિર, મોટી સભા, અને સંખ્યાબંધ પંડિતો હતા, માટે તેઓ અભિમાન કરતા, અને ગાલીલીઓને અણસુધરેલા ગણીને તેમને તુચ્છકારતા. અદેખાઈ અને પક્ષપાતે તેઓને આંધળા કરી નાખ્યા હતા. તેઓ કહેતા કે "કોઈ ભવિષ્યવાદી ગાલીલમાંથી ઉત્પન્ન થવાનો નથી." પણ તેમની વાત તદન ખોટી હતી, કારણકે કેટલાએક પ્રખ્યાત ભવિષ્યવાદીઓ ગાલીલના હતા, અને બીજા કેટલાએક ગાલીલમાં પોતાની જીંદગી ગુજારી હતી. માત્થી ૨૬ : ૭૩ ઉપરથી અનુમાન કરાય કે ગાલીલના લોકોનો સ્પષ્ટ ઉચ્ચાર નહોતો અને તેમની બોલવાની રૂઢી યહુદાહના લોકોની રૂઢીથી જુદી હતી. વળી લુકના ૪ થા અધ્યાય ઉપરથી પણ અનુમાન કરાય કે નાઝારેથના લોકો મગરૂર, ઉતાવળા, અને ક્રોધી સ્વભાવના હતા. ગાલીલ તથા નાઝારેથમાં રહેવાથી ઈસુને લાભ મળ્યો. તે ધિક્કાર પામેલા લોકની કદર જાણતાં ત્યાં શીખ્યો. નાઝારેથની પાસે મોટા સરિયામ રસ્તાઓ હતા, જેના પર હજારો વટેમાર્ગુઓ આવજા કરતા હતા; માટે જો કે તે નાનું સરખું ગામ હતું, તોપણ તેના લોકો ઘણા દેશના લોકની મુલાકાત લેતા હતા. જે મૂલ્યવાન અભ્યાસ કરવાને ઘણા વિદ્યાર્થીઓને દેશાટન કરવું પડે છે, તેજ અભ્યાસ ઇસુ પોતાના ગામમાં રહીને કરી શકતો. નાઝારેથના લોકો કઠણ મનવાળા હતા. તેઓને ઓળખવાથી ઇસુને આ લાભ મળ્યો કે જ્યારે તે કામ કરવા લાગ્યો, અને જ્યારે લોકોએ તેનો અંગીકાર કીધો નહિ, ત્યારે તેને નવાઈ નહિ લાગી, કારણકે તે એવા માણસોનો અનુભવી હતો. તે અનુભવને લીધે તે અપમાન સહન કરવાને તૈયાર થયો.

## માબાપની અસર.

દેશનો દેખાવ અને લોકોનો સ્વભાવ બાળક ઉપર ઘણી અસર કરે છે એ નિઃસંશય છે, પરંતુ માબાપની અને ખાસ કરીને માની જેવી બીજા કોઇની અસર વધારે પ્રબળ નથી. 'પારણું હલાવનારના હાથમાં રાજદંડ છે.' જો કે આપણે ઇસુની મા મરિયમ વિષે થોડુંજ જાણીએ છીએ, તોપણ તેના વિષે જે સુવાર્તામાં લખ્યું છે તે જો આપણે ધ્યાન દઇને વાંચીએ તો સાફ જણાય કે તે કેવી બાયડી હતી. પહેલી અને સૌથી મોટી વાત આ છે કે પરમેશ્વરે બધી યહુદી બાયડીઓમાંથી તેને પસંદ કીધી. અલબત પ્રભુ પોતાની મરજી પ્રમાણે કોઇ પણ માણસને પસંદ કરે, તથાપિ જેઓમાં લાયકી છે, અથવા જેઓને તેણે પોતે લાયક કીધા છે, તેઓનેજ પરમેશ્વર પસંદ કરે છે. મરિયમ એટલું બધું માન મેળવવાને લાયક હતી તે નિર્વિવાદ છે. તેનામાં અનેક સદ્‌ગુણો પ્રફુલ્લિત હતા. તેણીએ જે ઉપકારસ્તુતિનું ગીત રચ્યું તે આજ સુધી ગીતોમાં શિરોમણી જેવું ગણાય છે.

વળી યુસફ પણ સાધારણ માણસ ન હતો. તે સુથાર હતો, અને ગરીબ હાલતમાં હતો ખરો, પણ તેની નસોમાં ઇસ્રાએલના નામાંકિત રાજાઓનું લોહી ફરતું હતું, અને તેનામાં રાજાને શોભે એવાં લક્ષણો પણ હતાં. તેનું મન ભોળું હતું, તેનું હૃદય કોમળ હતું, તેનો વિશ્વાસ સંપૂર્ણ હતો. "તે નીતિવાન હતો," અને મરિયમ પ્રત્યે તે "તોફાનથી ઓથ જેવો ને...કંટાળો ઉપજાવનાર દેશમાં ભારે ખડકની છાયા જેવો હતો."

યુસફ અને મરિયમ પોતાના ધર્મના વિધિઓ ઘણી કાળજીથી પાળતાં. એક પ્રસંગે ઇસુએ કહ્યું કે નિયમશાસ્ત્રનો ભંગ કરવાને હું આવ્યો છું એમ ન ધારો. નાનપણથી તે નિયમ પાળતો આવ્યો હતો, અને તેનાં માબાપે તેને સારો નમુનો આપ્યો. જુઓ—

લુક ૨ : ૨૧ :—"આઠ દહાડા પૂરા થયા પછી તેની સુનત કરવાનો વખત આવ્યો ત્યારે તેનું નામ ઇસુ પાડયું."

લુક ૨ : ૨૨ :—"અને મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેઓના સિદ્ધિકરણના દિવસ પૂરા થયા, ત્યારે જેમ પ્રભુના નિયમશાસ્ત્રમાં લખેલું છે……તે પ્રમાણે તેઓ તેને પ્રભુની આગળ હાજર કરવાને તેને યરૂશાલેમમાં લાવ્યાં."

લુક ૨ : ૨૩ :—"અને તેનાં માબાપ વરસોવરસ પાસ્ખા પર્વમાં યરૂશાલેમ જતાં હતાં, અને તે બાર વર્ષનો થયો ત્યારે તેઓ પર્વની રીત પ્રમાણે ત્યાં ગયાં."

આ ફકરા ઉપરથી જણાય છે કે નાનપણમાં ઇસુ ઉપર કેવી સારી અસર પડતી.

યુસફ તથા મરિયમના ઘરમાં ઇસુ શિવાય બીજાં છોકરાં હતાં. ઇસુ મરિયમનો પ્રથમ દીકરો હતો. ઘરમાં બીજાં છોકરાં હતાં તે ઇસુને લાભકારક થયું. જ્યાં ઘણાં છોકરાં છે ત્યાં બધાં સ્વાર્થથી, એકલપેટાપણાથી અને નુકશાનકારક લાડથી બચી જાય, એવો સંભવ છે. ઘણીવાર મોટાંઓને નાનાંઓ સોંપવામાં આવે છે, તેથી સેવા કરાવવાને બદલે મોટાં સેવા કરતાં શીખે છે. આ સદ્‌ગુણ ઇસુમાં પ્રદિપ્ત થયો. તેણે ભુખ્યાં માણસોને દીઠાં ત્યારે તેણે તેઓને ખવાડયું. જ્યારે તેણે પોતાના શિષ્યોને ભુખ્યા જોયા ત્યારે માની પેઠે તેણે કહ્યું કે, "છોકરાઓ, તમારી પાસે કંઇ ખાવાનું છે ?"

## કેળવણી.

અવલોકન કરવાથી બાળકો ઘણું શીખે છે, પણ તે ઉપરાંત શિક્ષણની જરૂર છે. ઇસુને લખતાં અને વાંચતાં આવડતું હતું. જ્યારે તે છેક નાનો હતો ત્યારે તેનું શાસ્ત્રજ્ઞાન પણ સારૂં હતું. એ જ્ઞાનનો પાયો તેના ઘરમાં નાખવામાં આવ્યો હતો. પુનર્નિયમના પુસ્તકમાં માબાપની ફરજ નીચે પ્રમાણે દેખાડવામાં આવે છે:

"તું ખંતથી તારાં છોકરાંને શિખવ, ને જ્યારે તું ઘરમાં બેઠો હોય, ને જ્યારે તું રસ્તે ચાલતો હોય, ને જ્યારે તું સુએ, ને જ્યારે તું ઉઠે ત્યારે તે વિષે વાત કર."

આ બાબતમાં યુસફ તથા મરિયમ પોતાની ફરજ બજાવતાં હતાં, એમાં શક નથી. ઈસુ નાનપણથી શાસ્ત્ર જાણતો હતો, અને તે મોટો થયો ત્યારે તે શાસ્ત્રમાં પ્રવીણ હતો. તેનું કારણ એ હતું કે તેનાં માબાપે તેને સારું શિક્ષણ આપ્યું. તેના પહેલા શિક્ષકો તેનાં માબાપ હતાં, અને તેનું પ્રથમ પુસ્તક પવિત્ર શાસ્ત્ર હતું.

નાઝારેથમાં સભાસ્થાન હતું. દરેક સભાસ્થાનમાં એક પ્રાથમિક નિશાળ ચાલતી હતી. ઇસુ બીજાં છોકરાંની પેઠે તે નિશાળમાં ગયો હશે, પરંતુ પાઉલની પેઠે તેણે યરૂશાલેમ-માંની પાઠશાળાઓમાં અભ્યાસ કીધો નહિ, માટે તે જમા-નાના યહુદી શિક્ષકોના શિક્ષણની ખોટી અસર તેના કોમળ મન ઉપર પડી નહિ.

## યરૂશાલેમની મુલાકાત.

જ્યારે ઇસુ બાર વર્ષનો થયો ત્યારે તે પોતાનાં માબાપની સાથે યરૂશાલેમ ગયો હતો. નાઝારેથ યરૂશાલેમથી આસરે ૮૦ માઈલ છેટું હતું. પાસ્ખા પર્વ પાળવાને માટે હજારો યહુદીઓ ગાતાં ગાતાં અને આનંદ કરતાં, દર વર્ષે યરૂશાલેમ જતાં. તેઓનો આનંદ તથા ઉત્સાહ કેટલો બધો હતો, તેની કલ્પના ગીતશાસ્ત્રનું ૧૨૨ મું ગીત વાંચવાથી આપણે કરી શકીએ છીએ. પરંતુ જ્યારે ઇસુએ પવિત્ર નગર યરૂશાલેમ તથા પ્રભુનું મંદિર પહેલવહેલાં જોયાં ત્યારે તેના હૃદયની લાગણીઓ કેવી હતી, તેનો ખ્યાલ આપણે કરી શકતા નથી. બીજા છોકરાઓ ઇમારતો તથા મોટી ધામધુમ જોવાથી રાજી થાય, પણ જે ઇસુને વિશેષ સારૂં લાગ્યું તે પ્રભુનું મંદિર, અને તેમાં રહેનારા પુજનીય યાજકો તથા ધર્મશિક્ષકો હતા.

તેમને જોવાથી તેની જીજ્ઞાસા તૃપ્ત થઇ, અને ઘણા દિવસની શંકાઓનું નિરાકરણ પામવાની આશા રાખતો હતો. તે નિરાકરણ પામવાને તે ત્રણ દહાડા સુધી પાછળ રહ્યો. જ્યારે તેનાં માબાપ તેને શોધવા આવ્યાં ત્યારે તેઓએ તેને મંદિરમાં ધર્મશિક્ષકોની વચમાં બેઠેલો, તેઓનું સાંભળતો તથા તેઓને સવાલો પુછતો દીઠો. આપણે આ ઉપરથી સમજવું નહિ કે ઇસુ બાળક છતાં પાકી સમજણનો હતો. તે છોકરો હતો, તેના સવાલો છોકરાના હતા, અને તેનું જ્ઞાન છોકરાને ઘટે એવું હતું. આપણે સમજવું કે તે સારી રીતે કેળવાયલો છોકરો હતો. વળી તેના એક જવાબ ઉપરથી આપણે સમજવું કે આ ઉંમરે તે જાણવા લાગ્યો કે "હું કોણ છું," દેવ મારો બાપ છે, મંદિર તે મારા બાપનું ઘર છે, અને મારે મારા બાપને ત્યાં હોવું જોઇએ. જ્યારે ઇસુ બાર વર્ષનો હતો ત્યારે તે ખાસ જ્ઞાન મેળવવાને સારૂ તે તૈયાર થયો હતો.

## સુથાર.

ઇસુ બાર વર્ષનો હતો ત્યારથી તે ત્રીસ વર્ષનો થયો હતો ત્યાર સુધી આપણે તેના વિષે કંઇ વિશેષ જાણતા નથી. પરંતુ તે દરમિયાન તે શું કરતો તેનું આપણે અનુમાન કરી શકીએ છીએ. જ્યારે તે ત્રીસ વર્ષનો થયો હતો ત્યારે પોતાના ગામના લોકોએ તેના વિષે કહ્યું કે, "શું એ સુથાર નથી? મરિયમનો દીકરો નથી?" આ ઉપરથી જણાય છે કે, ઇસુ સુથારનો ધંધો કરતો હતો. કેટલાએકની ધારણા એવી છે કે તે હજી છેક નાનો હતો એટલામાં યુસફ સ્વર્ગવાસી થયો, અને કુટુંબનો આધાર તેના ઉપર આવી પડ્યો. તે વિષે સુવાર્તામાં કંઇ લખ્યું નથી—એટલુંજ લખ્યું છે કે લોકો કહેતા હતા કે તે સુથાર હતો, મરિયમનો દીકરો તથા સુથારનો દીકરો હતો.

વળી તે ત્રીસ વર્ષનો થયો ત્યારે આપણે જાણીએ છીએ કે તેનું જ્ઞાન ઘણું હતું. નાઝારેથના લોકો તેમજ યરૂશા-

તેમના લોકો પુછતા હતા કે, "આ માણસની પાસે આ જ્ઞાન તથા પરાક્રમી કામો ક્યાંથી?" "એ માણસ કદી પણ શીખ્યો નથી તે છતાં વિદ્યા ક્યાંથી જાણે છે?" આ ઉપરથી માલમ પડે છે કે જો કે ઇસુ સુથારનું કામ કરતો હતો તોપણ તેને અભ્યાસ કરવાનો વખત મળ્યો. જે અરાઢ વર્ષ વિષે આપણે સુવાર્તામાં કંઇ વાંચતા નથી, તે વિષે આપણે ખરી ખાતરીથી માની શકીએ છીએ કે તે દરમિયાન ઇસુએ ઘણો અભ્યાસ કીધો, અને ઘણો વિચાર કીધો. તેણે વિશેષે કરીને શાસ્ત્રનો, માણસનો તથા કુદરતનો અભ્યાસ કીધો. વળી તેણે પરમેશ્વરના પુસ્તકનો તથા તેના હાથનાં કામનો અભ્યાસ કીધો એટલુંજ નહિ પણ તેણે પરમેશ્વરની ઓળખાણ કીધી, અને પ્રાર્થના કરવાની ટેવ પાડી. તે પરમેશ્વર વિષે જાણતો હતો એટલુંજ નહિ, પણ તે પરમેશ્વરને ઓળખતો હતો. જેઓને આ બે પ્રકારનું જ્ઞાન મળ્યું છે તેઓ પ્રભુનું કામ કરવાને તૈયાર છે ખરા.

## સ્વાર્પણ તથા અભિષેક.

હવે ઇસુ તૈયાર છે, પણ તે કામમાં ઝંપલાવે છે ત્યાર પહેલાં તે પોતાને પરમેશ્વરને અર્પણ કરે છે. બાપ્તિસ્મા લેવાથી તેણે પોતાનું સ્વાર્પણ કીધું, અને પરમેશ્વરે તેનું અર્પણ સ્વીકારી તેને પવિત્ર આત્માથી અભિષિક્ત કીધો. વળી પાપીઓને સારૂ તે આવ્યો હતો, તેથી નિયમને તથા સઘળું ન્યાયીપણું પુરૂં કરવાને તે પાપી માણસના જેવો થયો, એ માટે કે તે તેઓને નિયમના શાપથી છોડાવી લે. જ્યારે તેણે એ પ્રમાણે કીધું ત્યારે પરમેશ્વરે આકાશવાણીથી તેનાં અર્પણોનો અંગીકાર કીધો.

## સંસારત્યાગ.

બાપ્તિસ્મા પછી આત્મા તેને રાનમાં લઈ ગયો. બાપ્તિસ્મા પછી ઇસુ જાણતો હતો કે મારે કામ કરવાનો વખત આવ્યો.

છે, પણ તે કામ કેવી રીતે કરવું? લોકો ઉદ્ધારનારની રાહ જોતા હતા. તેઓ દાઉદના વંશના રાજાનો અંગીકાર કરવાને તૈયાર હતા. તેઓ આશા રાખતા હતા કે આવનાર મશીહ રૂમી રાજ્યની ઝુંસરી તોડી નાખશે, અને દાઉદનું રાજ્ય ફરી સંસ્થાપન કરશે. ઇસુ દાઉદના વંશનો હતો, ને ઘણો પરાક્રમી હતો. જો તે પોતાનું પરાક્રમ બતાવશે તો ઘણા લોકો તેની પાછળ આવશે, અને થોડી વાર પછી ગરીબ સુથારને દાઉદનો મુગટ તથા દાઉદનું રાજ્યાસન મળશે એવા વિચારો, એવાં પરીક્ષણો ઇસુના મનમાં ઘોળાયાં કરતાં, માટે તે રાનમાં ગયો, અને ચાળીસ દહાડા સુધી વિચારમાં લીન થયો. રાનમાંજ તેણે સ્વાર્થ, લોભ, મનની તૃષા, અને સંસારી રાજ્ય મેળવવાની આકાંક્ષાને હરાવી નાખ્યાં, અને તે કર્યાં પછી આત્મિક રાજ્યની સુવાર્તા પ્રગટ કરવા લાગ્યો.

દેશની અસર, લોકોની અસર, માબાપ તથા ભાઈબેનોની અસર, શાસ્ત્રનો અભ્યાસ, માણસનો અભ્યાસ, કુદરતનો અભ્યાસ, દેવની ઓળખાણ, સ્વાર્પણ, સંસારનો ત્યાગ, અને પવિત્ર આત્માથી ભરપુરપણું, એ બધાંથી ઇસુ તૈયાર થયો હતો. જો આપણે તેને અનુસરીશું, તો આપણે પણ પ્રભુનું કામ કરવાને તૈયાર થઇશું.

---

## અભ્યાસપાઠ ત્રીજો.

# દેવ વિષે ઇસુ શું શિખવે છે?

જો આપણે કોઇ ધર્મને પારખવા ચાહીએ છીએ તો આપણે પ્રથમજ પુછવું જોઇએ કે તે પરમેશ્વર વિષે શું શિખવે છે? કેમકે ધર્મ કેવો છે તેનો આધાર આ સવાલના જવાબ ઉપર રહેલો છે. હવે પ્રભુ ઇસુ દેવ વિષે શું શિખવે છે તે સંબંધી વિચાર કરીએ.

## ઇસુ તથા જુનો કરાર.

જ્યારે આપણે આ વિષયનું વિવેચન શરૂ કરીએ છીએ ત્યારે આપણે યાદ રાખવું કે ઇસુ યહુદી ધર્મમાં ઉછર્યો હતો. વળી યાદ રાખવું કે તેણે કહ્યું કે, "નિયમશાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો નાશ કરવાને હું આવ્યો છું, એમ ન ધારો; હું નાશ કરવા નહિ પણ પૂર્ણ કરવા આવ્યો છું." ઇસુ યહુદી હતો અને ખરા અંતઃકરણથી તે યહુદીઓના ધર્મલેખો સ્વીકારતો. તેણે કહ્યું કે, "શાસ્ત્રની એક પણ માત્રા રદ થાય તે કરતાં આકાશ તથા પૃથ્વીને જતું રહેવું સહેલ છે." તે ધર્મલેખોમાં બે ચાર વાતો એટલી બધી ચોકસાઇથી દર્શાવેલી છે કે તે સૌ કોઇથી સમજાય. પહેલી વાત આ છે કે દેવ કહે છે કે, "મારી સમ્મુખ તારે કોઇ અન્ય દેવ ન હોય." બીજી આ છે કે મૂર્તિ કરવાની, મૂર્તિ આગળ નમવાની, તથા મૂર્તિની સેવા કરવાની મના કરે છે. વળી એક ત્રીજી વાત પણ સુવાસની પેઠે જુના કરારમાં પ્રસરેલી છે, તે આ છે કે દેવ પવિત્ર છે, અને ચોથી વાત આ છે કે પરમેશ્વર પોતાના લોકોની સાથે ગાઢો સંબંધ રાખે છે. હવે ઇસુ યહુદી હોવાને

લીધે આ ચાર અવસ્યની વાતો માનતો, એ ખાતરીપૂર્વક છે. જે કોઈ ખરા હૃદયથી જુનો કરાર સ્વીકારે છે તેના વિષે આપણે કહી શકીએ છીએ કે તે નાસ્તિક નથી, અથવા દેવના અસ્તિત્ત્વ સંબંધી સંશય રાખનાર નથી. વળી તે અનેક દેવ માનનાર, અથવા અદ્વૈતવાદી (વેદાંતી) અગર તો કેવળઈશ્વરવાદી પણ નથી. દેવ એકજ છે, અને તે મહા પરાક્રમી અને પવિત્ર છે, વળી તે પોતાના લોકોની સાથે મિત્રાઇનો સંબંધ રાખનાર છે. એ પ્રમાણે સર્વ ધાર્મિક યહુદીઓ માનતા, અને તેથી જો બીજા પુરાવા આપ્યા વિના આપણે કહીએ કે ઇસુ પણ એ પ્રમાણે માનતો તો ચાલે (માર્ક ૧૨ ; ૨૯. માત્થી ૪ ; ૧૦).

## દેવનું અસ્તિત્ત્વ.

હવે તેના પોતાના શિક્ષણની તપાસ કરીએ. જ્યારે આપણે દેવતત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચીએ છીએ ત્યારે માલમ પડે છે કે ઘણે ભાગે તેમનો પહેલો ખંડ દેવના અસ્તિત્ત્વ તથા તેની ભિન્નભિન્ન સાબિતિઓ વિષે છે. પરંતુ જ્યારે આપણે ચાર સુવાર્તાઓ વાંચીએ છીએ ત્યારે જણાય છે કે આ વિષય વિષે ઇસુ કંઇ કહેતો નથી. દેવ છે તે વાત સિદ્ધ કરી આપવાને માટે તે ખાસ કોશિશ કરતો નથી, અને તેના ચાલતા આવેલા પુરાવાઓ પણ તે આપતો નથી. દેવ છે તે વાત તે પોતે તર્કવિતર્ક વગર સ્વીકારતો. જ્યાં પક્ષીઓ ઉડે છે ત્યાં આકાશ, અને જ્યાં માછલીઓ તરે છે ત્યાં પાણી, હોવુંજ જોઇએ. તેમજ વિશ્વના હોવાપણાની સાથે દેવનું અસ્તિત્ત્વ નક્કી જોડાયલું છે એ પ્રમાણે માનવાથી, અથવા તે પોતે દેવની સાથે એટલો નિકટનો આત્મિક સંબંધ રાખતો કે માત્ર તે સંબંધને લીધે તેણે દેવના અસ્તિત્ત્વ વિષેનું અચૂક ને નિ:સંશય જ્ઞાન મેળવ્યું હતું તેથી, દેવ છે તે વાતના ટેકામાં કોઇ ખાસ પુરાવો ઇસુ કરી દેખાડતો ન હતો. તેના પોતાના ઉપદેશનો એક સિદ્ધાંત પોતાને લાગુ પડે છે, એટલે જે કોઈ તેની ઇચ્છા પુરી કરવા ચાહે છે તે સમજશે કે દેવ છે.

## દેવનાં ખાસ લક્ષણો.

દેવ કેવો છે? આ સવાલનો સંશયભેદક અને સંતોષકારક જવાબ ઈસુના શિક્ષણમાં મળે છે. જ્યારે તે સમરૂની સ્ત્રીની સાથે વાત કરતો હતો ત્યારે તેણે કહ્યું કે, "દેવ આત્મા છે." આ વાતનો અતિશય ઉંડો ગૂઢાર્થ આપણાથી સંપૂર્ણ રીતે સમજાય નહિ, પરંતુ તેનો સાધારણ અને ઉપરઉપરનો અર્થ આ પ્રમાણે છે કે દેવ નિરાકાર છે, તેને શરીર નથી, અને તે દેહનાં બંધનોથી બંધાતો નથી, તેમજ તે દેહના વિષયોને વશ થતો નથી. યહુદીઓ કહેતા હતા કે દેવનું મંદિર યરૂશાલેમમાં છે, અને સમરૂનીઓ કહેતા હતા કે, "આ પહાડ પર ભજન કરવું જોઇએ." ઈસુએ બન્નેને કહ્યું કે, દેવ આત્મા છે, માટે તે કોઇ અમુક જગ્યામાં રહેતો નથી ( વિધર્મીઓને લાગુ પાડો ).

તેનો બીજો અર્થ આ પ્રમાણે થાય છે કે દેવ વિચારસંપન્ન તથા નીતિ જાણનાર છે. આત્માનાં ખાસ લક્ષણો આ છે કે દરેક આત્મા પોતાના અસ્તિત્વ વિષે જાણે છે. તેનામાં અહંભાવ, વિચારશક્તિ તથા ઇચ્છાશક્તિ છે. ઇસુના શિક્ષણ પ્રમાણે દેવ એવોજ છે. તે કદી કહેતો નથી કે દેવ કુદરતી શક્તિ છે, અથવા કે તે બ્રહ્મ, અધ્યાત્મ, અધિભૂત, અધિદેવ, અધિયજ્ઞ, અથવા કર્મ છે. માણસ અથવા બીજા આત્માઓ સંબંધી દેવ કહી શકે છે કે, "હું છું, અને તમે (મારાથી જુદા) છો," અને વિશ્વ સંબંધી તે કહી શકે છે કે, "હું છું અને તે (મારાથી જુદું) છે."

વળી ઈસુ શિખવે છે કે દેવ આત્મા છે એટલુંજ નહિ પણ તે મહા તથા પરમ આત્મા છે. તેને તોલે કોઈએ નથી. આકાશ તે તેનું રાજ્યાસન તથા પૃથ્વી તેનું પાયાસન છે. દેવને સઘળાં શકય છે. તેનું જ્ઞાન અનહદ છે. જે સંબંધી માણસ અથવા તો આકાશમાંના દૂતો જાણતા નથી તે દેવ જાણે છે. તે ગુપ્તમાં જોનાર છે, અને તે માણસનાં અંતઃકરણ

જાણે છે. વળી તે અપાર પવિત્ર છે. મનમાં જેઓ શુદ્ધ છે તેઓ એકલા તેને જોઈ શકે છે, તે સિવાય બીજો કોઇ સારો નથી. નીતિ તથા સદ્ગુણો સંબંધી તે સંપૂર્ણ છે. તે એટલો બધો પવિત્ર તથા નીતિવાન છે કે તેના જેવા સંપૂર્ણ થવું તે માણસનો મુખ્યાર્થ છે, અને તેની ઇચ્છા એટલી સારી છે કે તે પુરી કરવી તે માણસની ખાસ ફરજ છે. તે એકલો દેવ છે માટે માણસે તેનું ભજન કરવું તથા તેની એકલાનીજ સેવા કરવી.

## દેવ ઉત્પન્ન તથા રક્ષણ કરનાર છે.

દેવે સૃષ્ટિને સૃજી અને માણસને ઉત્પન્ન કીધું તે વાત ઇસુના શિક્ષણમાં આવે છે. "દેવે સૃજેલી સૃષ્ટિના આરંભથી." એવા શબ્દો તે બોલ્યો, અને જ્યારે તે ફારગતી વિષે બોલતો હતો ત્યારે તેણે કહ્યું કે, "ઉત્પત્તિના આરંભથી દેવે તેઓને એક પુરૂષ તથા એક સ્ત્રી બનાવ્યાં." આ શબ્દો અને ઉત્પત્તિના પુસ્તકની વાત સરખાવતાં જણાય છે કે ઇસુ ઉત્પત્તિની હકીકત ખરી માનીને સ્વીકારતો.

વળી તે સાફ શિખવે છે કે દેવ પોતાની ઉત્પન્ન કીધેલી સૃષ્ટિને તજી દેતો નથી, તેથી ઉલટું "તે પોતાનાં સૃજેલાં બધાં પ્રાણીઓને તથા તેઓનાં કામની રક્ષા કરે છે." કાગડાઓ વિષે ઇસુ કહે છે કે જો કે તેઓ વાવતા નથી અને કાપતા નથી તોપણ દેવ તેઓનું પોષણ કરે છે. ચલ્લીઓ વિષે તે કહે છે કે "શું પાંચ ચલ્લી બે પૈસે વેચાતી નથી? પણ દેવની દૃષ્ટિમાં તેઓમાંની એક વિસારેલી નથી." ફુલઝાડો વિષે તે કહે છે કે "સુલેમાન પણ પોતાના સઘળા વૈભવમાં તેઓમાંના એકના જેવો પહેરેલો ન હતો." દેવ તેઓને પહેરાવે છે. હવે જો દેવ આ પ્રમાણે કરે છે તો તે માણસની ચિન્તા વિશેષ કરશે, એમ ઇસુ દર્શાવે છે. માણસ પ્રત્યે તે વિશેષ સ્નેહાળ છે. તે કૃપાદૃષ્ટિથી મનુષ્ય માત્રને જુએ છે. "તે પોતાના સુરજને ભુંડા તથા ભલા પર ઉગાવે છે ને ન્યાયી તથા અન્યાયી

પર વરસાદ વરસાવે છે." "અનુપકારીઓ તથા ભુંડાઓ પર તે માયાળુ છે." અનેક દષ્ટાંતોથી ઇસુએ શિખવ્યું હતું, કે દેવ પાપી માણુસો ઉપર દયા તથા હેત રાખે છે. ભગવદ્‌ગીતામાં આપણે વાંચીએ છીએ કે, "હું સર્વ ભુતોને સમાન છું; મારો કોઇ શત્રુ નથી, મારો કોઈ મિત્ર નથી." ઇસુએ દેવનું વર્ણન એ પ્રમાણે કદી કીધું નહિ; તેથી ઉલટું તે બતાવે છે કે દેવ જગત પર પ્રીતિ કરે છે. આપણે પારકાઓ અને પરદેશીઓ પર દયા અથવા મહેરબાની રાખીએ, પણ જેઓના ઉપર આપણે પ્રીતિ કરીએ છીએ તેઓ આપણા પોતાના ઘરનાં તથા લોહીનાં છે,—આ વાત ઇસુના શિક્ષણનું કેંદ્ર છે; માટે તેને ખાસ ધ્યાન દેવું જોઇએ.

## દેવ આપણો બાપ છે.

પરમેશ્વર સંબંધી ઇસુનું ખાસ શિક્ષણ આ છે કે તે આપણો આકાશમાંનો બાપ છે. ઇસુના વખતમાં આ શિક્ષણ તદન નવું ન હતું, કેમકે જુના કરારમાં આપણે ઘણી વાર વાંચીએ છીએ કે દેવ પોતાના લોકોની સાથે બાપનો સંબંધ રાખે છે. ઉદાહરણ તરીકે "કેમકે તું અમારો બાપ છે...હે યહોવાહ, તું અમારો બાપ છે" (યશા. ૬૩; ૧૬). આ કલમમાં અને તેના જેવી બીજી કેટલીએક કલમોમાં દેવ ઇસ્રાએલી લોકોનો બાપ અને તેઓ તેના દીકરાઓ ગણાય છે. એક નામાંકિત તથા વિદ્વાન ટીકા કરનાર લખે છે કે, "જુના કરારમાં ઇસ્રાએલના રાજ્યની પ્રજા, અથવા તેમના ઠરાવેલા પ્રતિનિધિ સિવાય, બીજો કોઈ "દેવનો દીકરો" એ ખાસ નામથી ઓળખાતો નથી. યહુદી લોકો એ નામથી ઓળખાય છે, પરંતુ કોઈ શખ્સ અથવા અમુક માણુસ કહેતો ન હતો કે દેવ મારો બાપ છે. નવા કરારમાં ઇસુ શિખવે છે કે દેવ દરેક માણુસનો બાપ છે. પહાડ ઉપરના ભાષણમાં તે ચૌદ પંદર વખત કહે છે કે, "આકાશમાંનો તમારો બાપ," "તારો બાપ,"

" તમારો બાપ " " ઓ આકાશમાંના અમારા બાપ," અને યોહાનની સુવાર્તામાં એજ નામ સો કરતાં વધારે વખત જોવામાં આવે છે. જેમ બીજા લોકો " દેવ " કહે છે તેમ ઇસુ " બાપ " કહેતો. તે પોતે ખાસ રીતે દેવને બાપ કહેતો, એટલુંજ નહિ પણ પોતાના શિષ્યોને દેવને બાપ કહેતાં શિખવતો. લઘુ પ્રશ્નોત્તરાવળીમાં એક સવાલ આ પ્રમાણે છે કે, " ઇશ્વર તે કોણ ?" તેના જવાબમાં લખ્યું છે કે, " સત્વ, જ્ઞાન, પરાક્રમ, પવિત્રતા, ન્યાય, શુદ્ધતા, તથા સત્યતા વિષે અપાર, અનાદ્યનંત, અવિકારી, એવો જે આત્મા તે ઇશ્વર છે;" પરંતુ ઇસુના શિક્ષણ પ્રમાણે આપણે ઉમેરવું જોઇએ કે તે પરમાત્મા આપણો બાપ છે, અને આપણા ઉપર બાપના જેવો અધિકાર ચલાવે છે.

બાપ તરીકે દેવ આપણે માટે શું શું કરે છે તે પણ ઈસુ બતાવે છે. જે કંઇ સારૂં કામ આપણે કરીએ છીએ તે આપણો બાપ ગુપ્તમાં જોઇને તેની કદર જાણે છે, અને પોતે પ્રગટમાં તેને તેનો બદલો આપશે. જેની આપણને અગત્ય છે તે તેની પાસે માગ્યા અગાઉ આપણો બાપ જાણે છે. આપણા માથાના નિમાળા પણ તેણે ગણેલા છે. આપણો આકાશમાંનો બાપ પક્ષીઓને ખવડાવે છે અને ફુલઝાડોને પહેરાવે છે, તે આપણને શું વિશેષ નહિ ખવડાવશે અને પહેરાવશે ? તે રોજની રોટલી આપે છે, તે આપણને પરીક્ષણમાં લાવતો નથી, અને તે ભુંડાથી આપણો છુટકો કરે છે. વળી તે પાપની ક્ષમા કરે છે. તે ઘણો દયાળુ છે, કોઇનો નાશ થાય એવી તેની ઇચ્છા નથી. આપણો નાશ ન થાય એ માટે તેણે પોતાનો દીકરો આપણને શોધવાને માટે મોકલ્યો, અને આપણને રાજ્ય આપવાની તેની ખુશી છે.

આ શિક્ષણનો અર્થ આ છે કે દેવ આપણાથી દૂર રહેવા ચહાતો નથી. માણસ તેની સંગતમાં આવી શકે છે, અને

તેની સાથે મિત્રાઈનો ગાઢો તથા અખંડ સંબંધ રાખવો તે દરેક માણસનો હક તથા તેની ફરજ છે.

આ શિક્ષણમાં જાતિભેદ નથી. "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રનાં કર્મો પ્રકૃતિજન્ય ગુણો વડે ભિન્ન ભિન્ન છે." એ શિક્ષણમાં તથા ઇસુના શિક્ષણમાં આભજમીનનો ફેર છે. રાજા તથા રંક, તવંગર તથા કંગાળ, કુલીન તથા નીચ, હિન્દુ તથા મ્લેચ્છ, મનુષ્ય માત્રને દેવને બાપ કહેવાનો હક છે, અને તેઓ બધા દેવને બાપ માનીને તેની સંગતમાં રહે એવું પરમેશ્વર ચાહે છે.

## ઇસુ બાપને ઓળખે છે.

એક બીજી અતિ અગત્યની વાત ઇસુ શિખવે છે તે આ છે કે તેના વગર બાપને કોઇ જાણતો નથી. આ પણ નવી વાત નથી. જુના કરારનો એક લેખક આ પ્રમાણે લખે છે :—

"શું તું શોધ કરવાથી ઇશ્વરનો પત્તો મેળવી શકે?
શું શોધીને સર્વસમર્થનો પાર તું પામી શકે?
તે ગગન જેટલું ઉંચું છે, તારૂં શું વળે?
તે શેઓલ કરતાં વિશેષ ઉંડું છે, તું શું જાણી શકે?"

નવા કરારમાં ઇસુ જવાબ આપે છે કે "જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે." "જગતે તો તને જાણ્યો નથી; પણ મેં તને જાણ્યો છે." જે દેવને પ્રગટ કરે છે તે ઇસુ છે, માટે જો આપણે જાણવા ચાહીએ છીએ કે દેવ કેવો છે, તો આપણે ઇસુનો અભ્યાસ કરવો જોઇએ, અને જો આપણે બીજા લોકોને દેવને દેખાડવા ચાહીએ છીએ તો આપણે તેઓની આગળ ઇસુને ખડો કરવો જોઇએ.

## ઈસુ બાપની ઓળખાણ કરાવે છે.

વળી તે એવું પણ શિખવે છે કે જેને દીકરો પ્રગટ કરવા ચાહે તે વગર બાપને કોઈ જાણતું નથી, પરંતુ આ વાતની સાથે એક દયાભરેલું નોતરૂં જોડાયલું છે કે, "ઓ વૈતરૂં કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા મારી પાસે આવો." બાપની પાસે જવાનો રસ્તો તેજ છે, અન્ય બીજો કોઇ માર્ગ નથી, પણ અતિ દયા તથા આગ્રહથી તે બધા વટેમાર્ગુઓને બોલાવે છે કે તેઓ આ માર્ગ પર ચઢી બાપની પાસે આવે.

## અભ્યાસપાઠ ચોથો.

# ઇસુ માણસ વિષે શું શિખવે છે?

જ્યારે આપણે માણસ સંબંધી અભ્યાસનો આરંભ કરીએ છીએ, ત્યારે તેની ઉત્પત્તિ કેવી થઇ? તેની પ્રકૃતિ કેવી છે? તેનો મુખ્યાર્થ શો છે? અને તેની સ્થિતિ કેવી છે? આના જેવા અનેક સવાલો ઉપસ્થિત થાય છે. જો કે આ બધા સવાલોનો વિસ્તીર્ણ અને વિગતવાર ખુલાસો ઇસુના શિક્ષણમાં મળતો નથી, તો પણ ધર્મને લગતું આપણે માણસ વિષે જેટલું જાણવું અને માનવું જોઇએ તેટલું તેમાં મળે છે.

## માણસની ઉત્પત્તિ.

જુના કરારમાં માણસની ઉત્પત્તિની હકીકત નીચે પ્રમાણે આપવામાં આવે છે: "દેવે કહ્યું કે, આપણે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને બનાવીએ...અને દેવે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું...તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં." ઇસુ યહુદી હતો માટે તે આ વાત કબુલ કરતો, એટલુંજ નહિ પણ તેણે પોતાના ઉપદેશમાં પણ કહ્યું હતું કે, "દેવે તેઓને એક પુરૂષ તથા એક સ્ત્રી બનાવ્યાં." "તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં." આ બે વાકય ઉપરથી જણાય છે કે, ઇસુ જુના કરારની હકીકત સ્વીકારતો અને માણસ વિષે પોતાની શિક્ષણરૂપી ઇમારત તેના ઉપર ચણતો. દેવે માણસને ઉત્પન્ન કીધું, અને માણસની ઉત્પત્તિ તે પરમેશ્વરનાં મોટાંમાં મોટાં કામોમાંનું એક છે.

## માણસની પ્રકૃતિ.

ઉત્પત્તિની જે હકીકત ઇસુ સ્વીકારતો તેમાં આપણે માણસની પ્રકૃતિ વિષે ઘણું શીખીએ છીએ. દેવે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું, અને તેને અધિકાર અથવા ધણીપણું આપ્યું. આ વાક્યના પહેલા ભાગ ઉપરથી આપણે શીખીએ છીએ કે માંણસ દેવના જેવો છે, એટલે કે તે પણ વિચારસંપન્ન તથા નીતિ જાણનાર છે. તેનામાં પણ આત્મજ્ઞાન, વિચારશક્તિ અને ઇચ્છાશક્તિ છે.

જો કે ઇસુ આત્મજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્તો પ્રમાણે માણસના સ્વભાવનું પૃથક્કરણ કરતો નથી, તો પણ તે દર્શાવે છે કે શરીર અને આત્મા એવા માણસના બે મુખ્ય ભાગ છે. શરીર નાશવંત અથવા ક્ષર છે, આત્મા અવિનાશી અથવા અક્ષર છે. ભિન્ન ભિન્ન દાખલાઓથી ઇસુ શિખવે છે કે, માણસનો આત્મા અમર છે. યહુદીઓ કહેતા કે, દેવ તે ઈબ્રાહીમ, ઈસ્હાક તથા યાકુબનો દેવ છે. એ ઉપરથી ઇસુએ અનુમાન કીધું કે, દેવ મુએલાંઓનો દેવ નથી, પણ જીવતાંઓનો દેવ છે; એટલે યહુદીઓના અને આપણા પિતાઓ હજી જીવે છે. ધનવાન માણસ તથા લાજરસના દૃષ્ટાંતમાં ઇસુ શિખવે છે કે શરીરના મરણ પછી ભલા તથા ભુંડા માણસોનો આત્મા જીવે છે, અને સુખદુ:ખનો અનુભવ લે છે. મરતા ચોરને તેણે કહ્યું, "આજે"—એટલે મરણ પછી તરતજ—" તું મારી સાથે પારાદૈસમાં હોઇશ." ઈન્સાફના દિવસ વિષે બોલતાં તેણે કહ્યું કે, " અન્યાયીઓ સર્વકાળિક શાસનમાં જશે, પણ ન્યાયીઓ સર્વકાળિક જીવનમાં જશે." ભલા તથા ભુંડાનો, મનુષ્યમાત્રનો, આત્મા અમર છે, એમ ઇસુ શિખવે છે. આત્માનું જે વર્ણન ભગવદ્ગીતામાં કરવામાં આવે છે તેનો મોટો ભાગ ઇસુના શિક્ષણને મળતો આવે છે. જેમકે " એને (આત્માને) શસ્ત્ર ખંડિત કરી શકતાં નથી ; અગ્નિ ભસ્મ કરી

શકતો નથી ; પાણી ભીંજવી શકતું નથી ; પવન સુકવી શકતો નથી ; તે અવિનાશી……છે." પરંતુ જે વાતો આ ફકરામાંથી પડતી મુકવામાં આવી છે, એટલે કે, માણસનો આત્મા સર્વવ્યાપી, અનાદિ અને પરમાત્માનો અંશજ છે, તે ઇસુના શિક્ષણમાં નથી. દેવે માણસને ઉત્પન્ન કીધું, માટે માણસ અનાદિ નથી, અને તે દેવ પણ નથી. દેવે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું માટે તે દેવના જેવો છે ખરો, પરંતુ તે પોતે દેવનો અંશ નથી. ઇસુ અનેક રીતે શિખવે છે કે, દરેક માણસ જીવતો આત્મા છે અને દેવને જવાબદાર છે. જો માણસનો આત્મા સર્વવ્યાપી હોય, અથવા જો આખી દુનિયામાં એકજ આત્મા હોય, અને જો દરેક માણસ કહી શકતો નથી કે, "હું છું, અને મારો આત્મા પરમાત્માથી તથા બીજા સઘળા આત્માઓથી ભિન્ન છે," તો પસ્તાવો કરવા વિષે, પ્રીતિ કરવા વિષે, દેવના નિયમ પાળવા વિષે, અને ઇન્સાફના દિવસ વિષે ઇસુ જે શિખવે છે તે, એટલુંજ નહિ પણ તમામ નીતિશિક્ષણ નિરર્થક છે, અને દેવ પોતે જુઠો ઠરે છે. પરંતુ "હરેક માણસ જુઠ઼ઃ ઠરે, તો પણ દેવ સાચો ઠરો."

## માણસની કિમ્મત.

માણસ વિષે ઇસુના ખાસ શિક્ષણની પહેલી વાત આ છે કે, પરમેશ્વરની દૃષ્ટિમાં દરેક માણસનો આત્મા અતિશય મૂલ્યવાન છે. હિન્દુ ધર્મપુસ્તકોમાં જે વાત ખાસ મનોહર, અને માનવા જોગ છે તે આ છે કે દેવ પોતાના ભક્તને કહે છે કે, "તું મને બહુ પ્રિય છે." ઇસુ શિખવે છે કે, ભક્તો પરમેશ્વરને પ્રિય છે એટલુંજ નહિ, પણ મનુષ્યમાત્ર તેને પ્રિય છે. દેવ ફુલઝાડોની ચિન્તા કરે છે, પણ માણસના મુકાબલામાં તેઓ આવતાં નથી. તે આકાશમાંનાં પક્ષીઓનું પાળણ કરે છે, પણ તેઓ કરતાં માણસ અધિક મૂલ્યવાન છે. માણસ પોતાનાં ઘેટાં પર હેત રાખે છે, અને જો તેઓમાંનું એક વિશ્રામવારે ખાડામાં

પડે, તો આયકો ખાધા વિના તે વિશ્રામવારે તેને પકડીને બહાર કાઢે, પણ ઘેટાં કરતાં માણસ વધારે કીમતી છે. જેમ ઘેટાં ઘેટાંપાળકને અને જેમ દીકરો બાપને વહાલાં લાગે છે, તેમ માણસ પરમેશ્વરને પ્રિય છે. ભલા માણસો એટલુંજ નહિ, પણ લોભી તથા જુલમી દાણીઓ તથા ભટકનારી કસબણો જેવાં પાપી માણસો દેવને પ્રિય છે.

ઇસુની એ ચાર ખાસ વાતો ઉપરથી જણાય છે કે, માણસની કિમ્મત વિષે તેની માન્યતા શી હતી. એક વખતે તેણે કહ્યું કે, "જો માણસ આખું જગત મેળવશે ને પોતાના જીવની હાનિ પામશે તો તેને શો લાભ થશે?" આ ઉપરથી જણાય છે કે તે શિખવે છે કે, આખી દુનિયાના સોના, રૂપા, જવાહીર કરતાં માણસનો આત્મા વધારે કીમતી છે.

નાનાં બાળકો પ્રત્યે જે વર્તણુક ઇસુ ચલાવતો તે ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે, માણસના મૂલ્ય વિષે તેનો અભિપ્રાય કેવો હતો. જે માન આપણે ઘણે ભાગે મહારાજાઓ, પ્રખ્યાત કવિઓ, નામાંકિત સેનાપતિઓ, અને પ્રસિદ્ધ ભકતોને આપીએ છીએ તે ઇસુ સાધારણ વર્ગનાં બાળકોને આપતો. તેણે કહ્યું કે, "આકાશનું રાજ્ય એવાંઓનું છે." "જે કોઇ મારે નામે આ બાળકનો અંગીકાર કરે છે, તે મારો અંગીકાર કરે છે." "આકાશમાં તેઓના દૂત મારા આકાશમાંના બાપનું મ્હો જુએ છે." નાનાં બાળકોને એટલું બધું માન આપવાથી સ્પષ્ટ જણાય છે કે, માણસના મહત્ત્વનો આધાર બાહ્ય અથવા કૃત્રિમ બાબતો ઉપર રહેલો નથી. માત્ર તેના મનુષ્યત્વને લીધે તે માન પામવા લાયક છે. તેની પ્રતિષ્ઠા આ વાતમાં રહેલી છે કે, તે મનુષ્ય છે. નાનાં તથા મોટાં, મનુષ્ય માત્ર પરમેશ્વરને પ્રિય છે.

વળી એક વખતે ઇસુએ કહ્યું હતું કે, "એક પાપી પસ્તાવો કરે તેને લીધે આકાશમાં હરખ થશે." હરેક

માણસનું નામ આકાશમાં લખેલું છે, અને દૂતો તેના સુખ-દુઃખમાં ભાગ લે છે.

•

એક ઘણી જરૂરની વાત હજી બાકી છે. તે આ છે કે પરમેશ્વરની દૃષ્ટિમાં માણસ એટલું બધું મૂલ્યવાન છે કે, દેવે તેને સારૂ પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો. આમાં માણસ ઉપર પરમેશ્વરનો અથાગ અને અવર્ણ્ય પ્રેમ દેખાય છે. માણસની સેવા કરવાને અને તેની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને ઇસુ આવ્યો. "પોતાના મિત્રોને સારૂ પોતાનો જીવ આપવો તે કરતાં મોટો પ્રેમ કોઇનો નથી." "પણ દેવ આપણા ઉપર પોતાનો પ્રેમ આમાં પ્રગટ કરે છે કે, આપણે હજી પાપી હતા, તેટલામાં ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો." જો કોઇ માણસ દેવના પુત્રના લોહીની કિમ્મત ગણી શકે છે, તો તે માણસની કિમ્મત પણ ગણી શકે છે, કેમકે માણસને ખરીદવાને માટે ઇસુએ પોતાનું લોહી આપ્યું.

## માણસનો મુખ્યાર્થ.

માણસની ખાસ ફરજ શી છે તે સંબંધી ઇસુએ ખાસ ઉપદેશ કીધો નહિ હોય, તોપણ આ જરૂરના વિષય સંબંધી ઉત્તમ તથા અવશ્યનું જ્ઞાન તેના ઉપદેશમાં મળે છે. તેણે કહ્યું કે, "જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ થાઓ." આ વાક્યમાં નીતિ તથા ધર્મનું શિખર આપણી આંખો આગળ ખડું થાય છે. વળી તેણે કહ્યું કે, "તમે પહેલાં તેના (દેવના) રાજ્યને તથા તેના ન્યાયી-પણાને શોધો," અને "પ્રભુ જે તારો દેવ તે પર તું તારા આખા હૃદયથી, ને તારા આખા જીવથી, ને તારા આખા મનથી પ્રીતિ કર," ને "જેવી પોતા પર તેવી પોતાના પડોસી પર તું પ્રીતિ કર. આ બે આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો છે." દેવનું રાજ્ય શોધવું, અને

તેના નિયમો પાળવા, એ ઇસુના શિક્ષણ પ્રમાણે મનુષ્યની સંપૂર્ણ ફરજ છે. તે કરતાં ચઢિયાતી ફરજ છેજ નહિ.

માણસનો મુખ્યાર્થ શો છે, તેની ખાસ ફરજ શી છે, અને તેણે કેવી રીતે પોતાની ફરજ બજાવીને પોતાનો મુખ્યાર્થ પૂરો પાડવો તે બધાનો ઇસુ પોતે સર્વોત્તમ તથા પ્રત્યક્ષ નમુનો હતો. 'મારે કેવા માણસ થવું જોઇએ?'—એ સવાલ જો કોઈ પુછશે તો તેને ઇસુને દેખાડીએ. 'મારે કેવી રીતે મારી ફરજ બજાવવી?'—એ સવાલ જો કોઇ પુછશે તો તેને ઇસુ ખ્રીસ્તને અનુસરવાનું કહીએ.

## માણસની સ્થિતિ.

ઇસુના શિક્ષણમાં જે વિષય વિશેષ ખેદજનક છે તે આ છે કે, માણસ પોતાનો મુખ્ય હેતુ પૂરો પાડતું નથી. તે આડું, કૃતઘ્ન, પતિત, અને ભ્રષ્ટ છે. તે દેવનો દીકરો છે ખરો, પણ કેવો દીકરો? તે એક ઉડાઉ દીકરા જેવો છે, જે પોતાનું બધું એકઠું કરીને દૂર દેશમાં જાય છે, અને ત્યાં પોતાનું સર્વસ્વ બદફેલીમાં ઉડાવી નાખે છે. તેની દયામણી સ્થિતિનું વર્ણન કરવાને માટે ઇસુએ કહ્યું કે, "તે દેશમાં દુકાળ પડયો, ને તેને તંગી પડવા લાગી, અને જે શીંગો ભુંડા ખાતાં હતાં તેથી પોતાનું પેટ ભરવાને તેને મન થતું હતું; ને કોઇએ તેને આપ્યું નહિ." માણસ એક ખોવાઇ ગએલા ઘેટા જેવું છે. ઇસુ શિખવે છે કે, માણસ દેવનો દીકરો છે, પણ કેટલાએક માણસોને તેણે કહ્યું કે, "તમે તમારા બાપ શેતાનના છો, ને તમારા બાપની ઇચ્છા પ્રમાણે કરવા ચાહો છો." તેણે માણસના હૃદયનું આબેહૂબ વર્ણન નીચે પ્રમાણે કર્યું: "ભુંડી કલ્પનાઓ, હત્યાઓ, વ્યભિચારો, જારકર્મો, ચોરીઓ, જુઠી સાક્ષીઓ તથા નિંદાઓ હૃદયમાંથી નીકળે છે."

દેવનું રાજ્ય શોધવું તથા તેના નિયમો પાળવા એ માણસનો મુખ્યાર્થ છે, પરંતુ ઇસુ દર્શાવે છે કે માણસની સ્થિતિ

એવી છે કે નવો જન્મ પામ્યા વગર તે દેવનું રાજ્ય જોઈ પણ શકતું નથી. પાપના પરિણામ વિષે ઇસુ જે શિખવે છે તે તરફ જો આપણે નજર ફેરવીશું તો જણાશે કે માણસની સ્થિતિ કેવી છે. તે કહે છે કે, "માણસનો દીકરો પોતાના દૂતોને મોકલશે, ને ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને, તથા ભુંડું કરનારાઓને તેના રાજ્યમાંથી તેઓ એકઠાં કરશે, અને તેઓને બળતી ભઠ્ઠીમાં નાખી દેશે, ત્યાં રડવું ને દાંત પીસવું થશે." ખરેખર, ઇસુના શિક્ષણ પ્રમાણે પાપ અતિ ભુંડું છે, અને મનુષ્ય માત્રની દશા અતિ દયાપાત્ર છે. જો કોઈ કહેશે કે, જેઓને સદરહુ વાત લાગુ પડે છે તેઓ વિશેષ ભુંડાં છે, તો ઇસુ ઉત્તર આપે છે કે, "હું તમને કહું છું કે, ના; પણ જો તમે પસ્તાવો કરશો નહિ તો તમે સર્વ તેમજ નાશ પામશો." જેઓએ ઇસુ ખ્રીસ્તને મારી નંખાવ્યો તેઓની આત્મિક સ્થિતિ જેવી હતી તેવીજ આપણ સર્વની સ્થિતિ છે.

આ વિષયને લગતી અમારી છેલ્લી વાત આશાભરેલી તથા આનંદદાયક છે. તે આ છે કે, માણસની સ્થિતિ જોઇને પરમેશ્વર નારાજ અથવા નિરાશ થઇ બેઠો નથી. આપણી સ્થિતિ સુધારવાને માટે તેણે ઈસુને મોકલ્યો, અને આપણને પાપ તથા દુઃખની અવસ્થામાંથી કાઢવાને, અને તારણની અવસ્થામાં લાવવાને ઇસુએ પોતાની સ્વેચ્છાથી આવીને આપણે માટે પોતાનો જીવ આપ્યો. જે કોઇ તેના પર વિશ્વાસ કરશે તેની સ્થિતિ સુધરી જશે, તે કદી નાશ પામશે નહિ, પણ અનંતજીવન પામ્યો છે. ઇસુ કહે છે કે, "જે મારી પાસે આવે છે તેને હું કાઢી નહિજ મુકીશ."

---

અભ્યાસપાઠ પાંચમો.

# ઇસુ પાપ વિષે શું શિખવે છે?

જ્યારે કોઈ ભયંકર ચેપી રોગ ફાટી નીકળે છે ત્યારે ઔષધશાસ્ત્રીઓ તેનો તરતનો ઉપાય શોધે છે, એટલુંજ નહિ પણ તેના ઉત્પાદન કરનાર જીવજંતુઓ ક્યાં અને કેવી રીતે પેદા થાય છે? તેનો ફેલાવ કેવી રીતે થાય છે? તેનાં ચિન્હો અથવા ખાસ લક્ષણો કેવાં છે? અને તેનું પરિણામ શું છે? એવા પ્રશ્નોનું વિવેચન તેઓ કરે છે, અને જ્યારે તેઓનો સંતોષકારક જવાબ આપવામાં આવે છે, ત્યારે રોગ અટકાવવાના વાસ્તવિક ઉપાયનું પહેલું પગલું ભર્યું છે, એમ સમજાય.

ઘણીવાર આપણે, લાક્ષણિક રીતે બોલતાં, પાપને રોગ કહીએ છીએ, અને તેમાં કંઇ ખોટું નથી. કેમકે જેમ રોગથી શરીર ક્ષીણ થાય છે અને આખરે મરણ પામે છે, તેમ પાપને લીધે માણસનો આત્મા નાશ પામે છે. આ આત્મિક વ્યાધિ વિષે ઇસુ શું શિખવે છે તે આજનો વિષય છે.

## પાપનો પ્રારંભ.

ભગવદ્ગીતામાં ( ૩ : ૩૬ ) અર્જુન એક અતિ અગત્યનો સવાલ પુછે છે. તે આ પ્રમાણે છે કે:—"હે કૃષ્ણ! ત્યારે જીવને વિષયોની ઇચ્છા ન હોવા છતાં પણ કોની પ્રેરણાથી બળાત્કારે ઉત્તેજન થઇને પાપાચરણ કરે છે?" આ પ્રશ્નનો ઉત્તર કૃષ્ણ નીચે પ્રમાણે આપે છે કે, "એ કામ અને ક્રોધ છે." વળી તે કહે છે કે, "કામ અને ક્રોધની ઉત્પત્તિ રજોગુણમાંથી છે." વળી તે બતાવે છે કે, "જે સાત્વિક, રાજસ અને તામસ વિકારો છે તે મારામાંથી ઉત્પન્ન થયા છે." પાપાચરણનું કારણ કામ અને ક્રોધ છે, કામ અને ક્રોધનું

કારણ રજોગુણ છે, અને રજોગુણ પરમાત્માથી ઉત્પન્ન થયો છે! માટે પાપ પરમેશ્વરમાંથી ઉત્પન્ન થયું! પાપનું આદિકારણ પરમેશ્વર છે! આપણી ખ્રીસ્તી નિશાળોમાંનું હરેક બાળક શીખે છે કે, "પરમેશ્વર હરેક પાપ ધિક્કારે છે, ને તેનાથી પાપ કરાતું નથી." ઇસુ ખ્રીસ્તના શિક્ષણનો પાયો પણ આ વાતમાં નાખેલો છે.

પાપનું જે આખ્યાન જુના કરારમાં કરવામાં આવે છે તેની બે મુખ્ય વાતો છે. પહેલી આ છે કે માણસથી જુદો એક ભુંડો આત્મા છે, જે તેનું પરીક્ષણ કરે છે અને તેને ફોસલાવીને તથા લલચાવીને તેની પાસે પાપ કરાવવાનો યત્ન કરે છે. બીજી વાત આ છે કે માણસની ઇચ્છાશક્તિ સ્વતંત્ર છે, જો તેની મરજી હોય તો તે પરમેશ્વરની ઈચ્છા પુરી કરે, અગર જો તેની ખુશી હોય તો તે પોતાની ચાહના પ્રમાણે અથવા શેતાનની ઉસ્કેરણી પ્રમાણે કરે. જ્યારે તે પરમેશ્વરે દર્શાવેલી ઇચ્છા પડતી મુકીને શેતાનની મરજી અથવા પોતાની કામના પ્રમાણે ચાલે છે ત્યારે તે પાપ કરે છે.

પાપ સંબંધી ઇસુનું શિક્ષણ સદરહુ વાતથી જુદું નથી. તેના પોતાના પરીક્ષણની હકીકત ઉપરથી જણાય છે કે તે માનતો કે માણસના આત્માથી જુદો એક અતિશય ભુંડો આત્મા છે, જે તેને પાપમાં પાડવાની કોશીશ કર્યાં કરે છે. તે શિખવે છે કે આ પ્રતિકુળ વડો આત્માની સત્તા તળે તેના જેવા અનેક દુષ્ટ આત્માઓ કે દૂતો છે, જેઓની મારફતે તે પોતાનું દુષ્ટ કામ કરે છે. આ વડો પતિત આત્મા, કે શેતાન, દેવના સેવકોને "ઘઉંની પેઠે ચાળવા ચાહે છે," અને તેઓના આત્માનો નાશ કરવા ચાહે છે. તે પ્રથમથીજ મનુષ્યઘાતક હતો, તે જુઠો છે અને તેનામાં સત્ય નથી. તાત્પર્ય, તે એટલો બધો ભુંડો છે કે તેને સારૂ અને તેના દૂતોને સારૂ સર્વકાલિક અગ્નિ પરમેશ્વરે તૈયાર રાખેલો છે.

જો કે ઇસુ ઉપર પ્રમાણે શિખવે છે, પરંતુ એક પુતળું, જેની દોરી શેતાનના હાથમાં છે, તેના જેવું માણસ નથી. જેમ ઇસુએ પોતે શેતાન સામે થઇને તેને હરાવી નાખ્યો, તેમ હરેક માણસે કરવું. જ્યારે કોઈ માણસ પાપ કરે છે ત્યારે તે માત્ર શેતાનના અનિવાર્ય બળાત્કારથી જમીનદોસ્ત થાય છે, એ પ્રમાણે માનવું નહિજ. અનેક રીતે ઇસુ શિખવે છે કે, માણસનાં પાપ સંબંધી શેતાન પણ પૂરો જવાબદાર નથી, પરંતુ માણસ પોતે જુમ્મેદાર છે. જે પાપ હું કરૂં છું તેનો દોષ મારેજ શિર છે.

માણસનું મન પણ ભ્રષ્ટ છે. તે "પોતાના મનમાં વ્યભિચાર કરે છે." "ભુંડી કલ્પનાઓ, હત્યાઓ, વ્યભિચારો, જારકર્મો, ચોરીઓ, જુઠી સાક્ષીઓ, તથા નિંદાઓ હૃદયમાંથી નીકળે છે." માણસ પોતાના મનમાં ભુંડો વિચાર કરે છે; પરંતુ મારૂં હૃદય ભુંડું છે, મારો સ્વભાવ ભ્રષ્ટ છે, માટે હું લાચાર છું, આ પ્રમાણે બોલવું નહિ. ઇસુ પુછે છે કે "તમે તમારા મનમાં શા માટે ભુંડા વિચાર કરો છો?" તે કહે છે કે, "જે હરેક નકામી વાત માણસ બોલશે તે સંબંધી ન્યાયકાળે તેઓને જવાબ આપવો પડશે." યરૂશાલેમના લોકો વિષે તેણે કહ્યું કે "જેમ મરઘી પોતાનાં બચ્ચાં પાંખો તળે એકઠાં કરે છે, તેમ મેં કેટલીવાર તારાં છોકરાંને એકઠાં કરવાને ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ!" વળી તેણે કહ્યું કે "જીવન પામવા સારૂ તમે મારી પાસે આવવા ચહાતા નથી."

આ બધા ઉપરથી આપણે સમજીએ છીએ કે ઇસુ પ્રથમ શિખવે છે કે, પરમેશ્વર પાપનું આદિ કારણ નથી. બીજું કે શેતાન માણસને પાડી નાખવાને અખંડ પ્રયત્ન અને અસંખ્ય કાવતરાં કરે છે, પરંતુ માણસના પાપની જવાબદારી શેતાનના માથા ઉપર મુકેલી નથી. ત્રીજું કે, માણસનું હૃદય અતિશય ભુંડું છે, અને બધાં ભુંડાં કામ દુષ્ટ મનના નઠારા ભંડારમાંથી

નીકળે છે. પરંતુ હરેક માણસ પોતપોતાના મનની સ્થિતિ વિષે જવાબદાર છે, અને જોખમ તેને માથે રહે છે. હું પાપ કરૂં છું ત્યારે મારાં પાપનું કારણ દેવજ છે, અથવા મારા પાપનું કારણ શેતાનજ છે, અથવા મારૂં પાપ તે મારા દુષ્ટ સ્વભાવનું પ્રકૃતિજન્ય ફળ છે, આ પ્રમાણે કહેવું તે ઇસુના શિક્ષણથી તદન વિરૂદ્ધ છે. મારૂં પાપ તે મારૂંજ છે; તેનો દોષ મારોજ છે. પરમેશ્વરથી જે દોષિત ઠરાવેલો છે તે હુંજ છું. "મજ પાપી ઉપર દયા કર."

## પાપનું વર્ણન.

ઇસુએ પાપની સંક્ષિપ્ત વ્યાખ્યા કીધી નથી, તો પણ તેનું આબેહુબ વર્ણન તેના શિક્ષણમાં મળે છે. તેના જમાનામાં યહુદીઓ જુના કરારમાંની ઘણી વાતો ભુલી જતા અથવા પડતી મુકતા હતા. તેઓ દેવની આજ્ઞા પડતી મુકીને માણસોના સંપ્રદાયને પાળતા હતા. આ કારણને લીધે તેઓ માનતા હતા કે પાપ કોઇ બાહ્ય વસ્તુ છે, જે શરીરને લાગે છે. ઇસુએ દેખાડયું કે પાપ એક આત્મિક ગુન્હો છે. તેઓ વાસણ સાફ રાખવા વિષે અને ધોએલા હાથ વિષે વિશેષ ચિંતા કરતા હતા, પણ ઇસુએ બતાવ્યું કે, તેને બદલે શુદ્ધ મન વિષે કાળજી રાખવી જોઇએ. તેઓ ચાલતા આવેલા સંપ્રદાય ભંગ કરવામાં પાપ માનતા હતા, પણ ઇસુએ દેવના નિયમ પાળવા કે ભંગ કરવા પર ખાસ કરીને ભાર મુકયો. વળી તેણે કહ્યું કે દેવનો નિયમ બે વાતમાં સમાવેશ પામે છે, એટલે કે દેવ ઉપર સંપૂર્ણ રીતે પ્રીતિ કરવી, અને જેવો પોતા પર તેવો મનુષ્ય માત્ર પર પ્રેમ રાખવો. આ બે વાતમાં પરમેશ્વરની સર્વ આજ્ઞાઓ સમાયલી છે. સામે જે કંઇ તેથી ઉલટું છે, તે વિચાર હોય, કે શબ્દ હોય, કૃત્ય હોય અથવા તો મનોવિકાર હોય, તે પાપ છે. વળી ઇસુએ દર્શાવ્યું હતું કે જે કૃપાદાનો દેવે આપણને બક્ષ્યાં છે તેનો

ગેરઉપયોગ કરવો તે પણ પાપ છે. એપરવા થઇને આળસુ બેસી રહેવું અને ગરજવંત મનુષ્યોને કુમક નહિ આપવી, તે પણ પરમેશ્વરની દૃષ્ટિમાં પાપ કહેવાય છે. વારૂ દેવનો વહાલો પુત્ર ઇસુ, જે આદિએ દેવની સંધાતે હતો, જેનાથી સઘળું ઉત્પન્ન થયું હતું, તે દેહ ધારણ કરી આ જગતમાં આવ્યો. તેણે દેવનાં કામ કીધાં, અને પોતે દેવ હતો એવું તેણે ઘણાં અચૂક પ્રમાણોથી સાબિત કરી આપ્યું, તેના પર વિશ્વાસ નહિ કરવો, તેનો ખરા અંતઃકરણથી અંગીકાર નહિ કરવો, અને જે શાહેદી પવિત્ર આત્મા તેના વિષે પૂરે છે, તે જુઠી પાડવી અથવા ન માનવી તે મોટામાં મોટું પાપ છે.

## પાપનો વિસ્તાર.

જ્યારે ઇસુ માણસ વિષે બોલતો ત્યારે તેની વાત કોઈ ખાસ માણસ અથવા કોઇ ખાસ દેશ કે વર્ગના લોકોને લાગુ પડતી તેમ ન હતું. માણસના હૃદય વિષે જે કંઈ તેણે કહ્યું હતું તે મનુષ્ય માત્રને લાગુ પડે એવું હતું. તેના ઉપદેશ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે શિખવતો કે પાપ સર્વ લોકો ઉપર અમલ ચલાવે છે; માનવજાત પાપી છે. આ સંબંધમાં તેની એ વાત લક્ષમાં લેવા જોગ છે. "તેણે કેટલાક લોકોને પુછ્યું કે, તમારામાંથી કોણ મારા પર પાપ સાબિત કરે છે?" આ સવાલ સુચવે છે કે ઇસુ પોતે નિર્દોષ હતો એટલુંજ નહિ, પણ તે પાપ સંબંધી બીજા બધા લોકોથી જુદો હતો એવું પણ જણાવે છે. એ પ્રમાણે પુછવાથી તે પોતાની બીજા લોકોની સાથે સરખામણી કરે છે, અને જેથી પોતાની પૂરી પવિત્રતા સાબિત થાય છે તેથી બીજા લોકોની મલીનતા સાબિત થાય છે. વળી તેણે કહ્યું કે, "એક, એટલે દેવ, તે વિના ઉત્તમ કોઇ નથી." ઇસુ અને દેવ, અથવા એકલા દેવ સિવાય, બીજા બધા પાપી અને ભ્રષ્ટ છે. વળી ઇસુએ માણસની દયામણી સ્થિતિ વિષે, પોતાના મરણ અને તેની

આવશ્યકતા વિષે જે કંઈ કહ્યું હતું, તે ઉપરથી તેણે મુખ્યત્વે કરીને શિખવ્યું હતું કે પાપ આખી દુનિયામાં ફેલાઇ ગયું છે, અને કોઇ પણ માણસ તેના ભયંકર ચેપથી બચી ગયો નથી. આ સિદ્ધાન્ત ઉપર આધાર રાખીને તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, "આખા જગતમાં જઇને સુવાર્તા પ્રગટ કરો."

## પાપનું પરિણામ.

રોગ કેવો છે તે એકલા તેનાં ખાસ લક્ષણો ઉપરથી જણાય છે એમ નહિ, પરંતુ તેના પરિણામ ઉપરથી મુખ્યત્વે કરીને જણાય છે કે વ્યાધિ ભારે છે કે નહિ. પાપનું પરિણામ કેવું છે? હિન્દુ શાસ્ત્રમાં પાપને બંધનની ઉપમા આપવામાં આવે છે. ઇસુ પણ શિખવે છે કે પાપ બંધનરૂપ છે. "જે કોઈ પાપ કરે છે તે પાપનો દાસ છે." આપણે જોયું હતું કે માણસની સ્થિતિ કેવી છે. તે દશાનું કારણ પાપજ છે. પાપને લીધે માણસ ગુલામગીરીમાં રહે છે. પાપને લીધે તે એક ખોવાઈ ગએલા ઘેટા જેવું છે. પાપ તેને એક ધનવાનના ભુખ્યા, તરસ્યા, ચિથરેહાલ ઉડાઉ દીકરા જેવું છે. પાપને લીધે માણસ ગુન્હેગાર ઠર્યો છે, તેના પર દેવનો કોપ રહે છે, અને તે જીવનને નહિ દેખશે. પાપનું પરિણામ આત્મિક મરણ છે. ઇસુના શિક્ષણનાં બે ચાર પ્રકરણ એવાં છે કે તેઓની અગત્ય વિષે લખતાં કોઇ પણ માણસ જેટલું લખે તેટલું ઓછું છે. માણસની અકલ્પ્ય કિમ્મત તેઓમાંની એક છે; અને પાપને લીધે તેની અકથનીય દયામણી સ્થિતિ તેઓમાંની બીજી છે. તે સ્થિતિનું મુળ કારણ પાપ છે. આખી દુનિયામાં જે હૃદયભેદક દુઃખ દૃષ્ટિએ પડે છે, તેનો મોટો ભાગ પાપનું પરિણામજ છે. પરંતુ ઇસુ શિખવે છે કે છેલ્લા દિવસ સુધી પાપનું પરિણામ સ્પષ્ટ રીતે પ્રગટ કરાશે નહિ. ત્યારે રાજા પોતાની ડાબી તરફનાઓને કહેશે કે, "ઓ શાપિતો, જે સર્વકાલિક અગ્નિ શેતાન તથા તેના દુતોને સારૂ તૈયાર કીધેલો છે તેમાં તમે મારી આગળથી જાઓ."

## પાપનો ઇલાજ.

આપણે ઇસુને મહાન વૈદ કહીએ છીએ, માટે તે રોગનાં લક્ષણ ઓળખતો અને વર્ણવતો એટલુંજ નહિ, પણ તેણે તેનો ઉપાય યોજ્યો. જે ઉપાય ઇસુએ યોજ્યો તે વિષે બીજે પ્રસંગે વિચાર કરીશું, પરંતુ આ પ્રકરણમાં ઓછામાં ઓછું તેનું ટાંચણ લખવું જોઇએ. ઇસુના પોતાના શબ્દમાં તે નીચે પ્રમાણે છેઃ—"હું તમને ખચિત ખચિત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; ને તે અપરાધી નહિ ઠરશે, પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે."

અભ્યાસપાઠ છઠ્ઠો.

# ઇસુ તારણ વિષે શું શિખવે છે?

"પણ એ સંબંધી તે (યુસફ) વિચારતો હતો ત્યારે જુઓ, પ્રભુના દૂતે તેને સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે, ઓ યુસફ, દાઉદના દીકરા, તારી વહુ મરિયમને તેડી લાવવાને બી મા, કેમકે તેને જે ગર્ભ રહેલો છે, તે પવિત્ર આત્માથી છે, અને તે દીકરો જણશે ને તેનું નામ ઇસુ પાડશે; કેમકે જે પોતાના લોકોને તેઓનાં પાપથી તારશે તે એજ છે."

જ્યારે ઇસુ બેથલેહેમ ગામમાં અવતર્યો ત્યારે જે મનુષ્ય-જાત પાપને લીધે આ જીવનનાં દુ:ખ, મરણ અને નરકની અનંત વેદના લાયક ઠરી હતી, અને પોતાની નિર્ગત સ્થિતિને લીધે દયા તથા સહાનુભૂતિપાત્ર હતી, તેને માટે આશા ઉદ્ભવી.

## ઇસુનાં આશાજનક વચનો.

જ્યારે ઇસુ મોટો થઇને ઉપદેશદ્વારે માણસના હિતને અર્થે કામ કરવા લાગ્યો, ત્યારે જે આનંદદાયક અને આશા-જનક સંદેશા તે પ્રગટ કરતો તે એક શબ્દમાં, એટલે "ક્ષમા"માં સમાપ્ત હતો. તેણે પોતાના શિષ્યોને કહ્યું કે આ રીતે પ્રાર્થના કરો: "ઓ આકાશમાંના અમારા બાપ... અમારાં ઋણો અમને માફ કર." વળી તેણે ખાટલે પડેલા એક માણસને કહ્યું કે, "દીકરા, હિમ્મત રાખ, તારાં પાપ તને માફ થયાં છે." વળી એક પાપી બાયડી સંબંધી તેણે કહ્યું કે, "એનાં પાપ જે ઘણાં છે તેઓની માફી થઇ છે." માણસ એક ઉડાઉ દીકરા જેવું છે, પણ તેનો બાપ તેની આતુરતાથી રાહ જુએ છે, અને તેને ક્ષમા આપવા તૈયાર છે. તે એક ખોવાઇ ગયલા ઘેટા જેવું છે, પરંતુ ઘેટાંપાળક તેની

શોધ કરવા નીકળ્યો છે, અને તે જડશે ત્યાં સુધી આશા છોડશે નહિ. માણુસ દેવથી તજાયલું છે તેમ નથી. એવો શુભસમાચાર લઇને ઇસુ આવ્યો.

## તારણ એટલે શું?

તારણ સંબંધી ઇસુના શિક્ષણમાં બીજા બે પ્રધાન મુદ્દાઓ છે. એક આકાશ અથવા દેવનું રાજ્ય, અને બીજો જીવન અથવા અનંતજીવન, એ શબ્દોમાં પ્રગટાય છે. "ઇસુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો કે, આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." "તેઓનાં સભાસ્થાનોમાં તે ઉપદેશ કરતો ને રાજ્યની સુવાર્તા પ્રગટ કરતો," ને શિખવતો કે દેવનું રાજ્ય તથા તેના ન્યાયીપણાને શોધવું તે માણસનો મુખ્યાર્થ છે, અને તે મુખ્યાર્થ પાર પાડવા સારૂ જો કે માબાપને કે છોકરાંને મુકવાં પડે તોપણ આચકો ખાવો નહિ. "આકાશનું રાજ્ય ખેતરમાં સંતાડેલા દ્રવ્ય જેવું છે જે એક માણસને જડયું…ને તેના હર્ષને લીધે જઇને પોતાનું સર્વ વેચી નાખીને તે ખેતર વેચાતું લીધું." વળી "આકાશનું રાજ્ય સારાં મોતી શોધનાર કોઇએક વેપારી જેવું છે, જેને ઘણા મુલ્યવાન મોતીની શોધ લાગવાથી, તેણે જઇને પોતાનું સર્વ વેચી નાખીને તે વેચાતું લીધું." એવા દાખલાઓથી ઇસુ શિખવતો કે આકાશના રાજ્યમાં પેસવું તે માણસને વિશેષ કલ્યાણકારક છે. તેજ મતલબથી તે જીવન અથવા અનંતજીવન વિષે બોધ કરતો. જીવનમાં પેસવું અથવા આકાશના રાજ્યમાં પેસવું તે માણસનો મુખ્ય ઉદ્દેશ છે. સંક્ષેપમાં તેજ તારણ છે.

## આકાશનું રાજ્ય.

આ પ્રકરણમાં આકાશના રાજ્યના વિષય સંબંધી સવિસ્તર હકીકત લખવાની અગત્ય નથી, પરંતુ તારણ એટલે શું? તે પ્રશ્નનો ખુલાસો કરવાને માટે તે વિષે ઓછુંવધતું લખવું જરૂરનું છે.

આકાશનું રાજ્ય તે કંઇ દૃષ્ટિમાં આવે એવી વસ્તુ નથી. તે અદૃશ્ય અને આત્મિક છે. રૂમી સામ્રાજ્ય ઇસુના જમાનામાં જગત્પ્રસિદ્ધ હતું. શહેનશાહ રાજધાનીમાં રહીને પોતાના અમલદારોની મારફતે ઘણા પ્રદેશો ઉપર અમલ ચલાવતો હતો. તેનો વાવટો અનેક સ્થળે ફરકતો હતો, અને તેનાં લશ્કરો રાજ્યના વિરોધીઓને હરાવતા હતા અને તેઓને પોતાની ધાકમાં રાખતા હતા. રૂમી રાજ્ય તથા તેના શહેનશાહ અને તેની સત્તા તળેના સેનાપતિઓ તથા અમલદારો દૈહિક પરાક્રમ અને અધિકારના પ્રત્યક્ષ દાખલાઓ હતા. યહુદીઓ પોતાના રાજ્યના જીર્ણોદ્ધારની અપેક્ષા કરતા હતા, અને દાઉદ રાજાના વંશનો એક રાજાધિરાજ ઉભો થશે જે પોતાના પરાક્રમસહિત પોતાના લોકોને છોડાવી લેશે એવી આશા રાખતા હતા અને એવા ઉદ્ધારનારની રાહ તેઓ જોતા હતા. તેમનું મન દૈહિક રાજ્યમાં પરોવાયલું હતું. જ્યારે ઇસુ આવ્યો ત્યારે તે યહુદીઓની ઉપર્યુક્ત ધારણા ખંડિત કરવાને બોધ કરતો કે આકાશનું રાજ્ય તે પૃથ્વીનાં સર્વ રાજ્યોથી જુદી તરેહનું છે. "દેવનું રાજ્ય દૃશ્ય રીતે આવતું નથી...કેમકે જુઓ, દેવનું રાજ્ય તમારામાં છે." જેમ રૂમનો શહેનશાહ દૃશ્ય અને દૈહિક રીતે રાજ્ય કરતો હતો, તેમ પરમેશ્વર અદૃશ્ય અને આત્મિક રીતે પોતાના લોકો ઉપર રાજ્ય કરે છે. તેની સત્તા તળે આવવું અને તેનો અધિકાર સ્વીકારવો તે આકાશના રાજ્યમાં પેસવું અથવા તારણ પામવું છે.

વફાદારી તથા આજ્ઞાંકિતપણું તે પ્રજાને શોભતું આભુષણ છે. આકાશના રાજ્યના કાયદાઓ એક કે બે શબ્દોમાં સમાય છે, એટલે કે, ન્યાયીપણું અને પ્રીતિ. આ સંબંધમાં ન્યાયીપણું એટલે જે-કંઇ સારૂં, વાજબી અને વખાણવાજોગ છે તે; અને પ્રીતિ એટલે દેવ પર અને મનુષ્યમાત્ર ઉપર ચોખ્ખો પ્રેમ રાખવો. આ કાયદાઓ પાળવા તે આકાશના

રાજ્યની પ્રજાની ખાસ ફરજ છે. જેઓ ન્યાયીપણું શોધે છે અને પ્રીતિ કરે છે તેઓ તારણ પામેલા છે. જેઓ રાજ્યમાં અથવા જીવનમાં પેસવા ચાહે છે તેઓએ આ નિયમો લક્ષમાં લેવા જોઇએ, કેમકે જેઓ પેઠા છે તેઓનાં ખાસ લક્ષણો એજ છે.

પ્રજાની રાજા પ્રત્યે ફરજ ઉપર પ્રમાણે છે, પણ રાજવહિવટને લગતી એક બીજી અગત્યની વાત આ છે કે રાજ્યમાં પ્રજાનો શો હક છે અને તેઓને શો લાભ મળે છે? ઇસુ શિખવતો કે, આકાશના રાજ્યમાં પેસવાથી ઘણો લાભ મળે છે. દેવ પોતાની પ્રજાનું રક્ષણ કરે છે તથા તેઓનું પાળણ-પોષણ કરે છે, ને તેઓને દિલાસો દે છે, તેઓ પર દયા રાખે છે અને તેઓને સર્વ અગત્યનાં વાનાં મફત આપે છે. તેઓ દેવના દીકરાઓ કહેવાય છે, અને દીકરા હોવાને લીધે તેઓ વારસ પણ છે. આકાશનું રાજ્ય અને તેનું અવર્ણનિય દ્રવ્ય તેઓનું છે.

સદરહુ વાતો પરથી જણાય છે કે ઇસુના શિક્ષણ મુજબ તારણ એટલે શું? જેઓએ પોતાનાં પાપને લીધે ઈશ્વરની સાથે મેળાપ ખોયો, અને તેના કોપ તથા શાપ તળે આવ્યા, જ્યારે તેઓ પાપની ક્ષમા પામે છે, દેવની સત્તા તળે આવે છે, દેવના પુત્રોના ગણમાં ગણાય છે, અને તેઓના બધા હકના ભોગવનાર થાય છે ત્યારે તેઓ તારણ પામ્યા છે. માણસની આત્મિક સ્થિતિનો એવો વિલક્ષણ ફેરફાર તે તારણ અથવા અનંતજીવન છે.

## તારણની શરતો.

તારણ તે દેવનું કૃપાદાન છે. માણસ તારણ પામે છે, પરમેશ્વર તેને તારણ બક્ષે છે. કોઈ પણ શખ્સ પોતાના દાનધર્મ અથવા પુણ્ય વડે તારણ મેળવી શકે છે, તેમ નથી. એવી ગર્વિષ્ટ ધારણાનો પત્તો પણ ઇસુના શિક્ષણમાં લાગતો

નથી. આકાશનું રાજ્ય તે વારસા જેવું છે, પરંતુ તે કમાણી જેવું નથી. "તમને રાજ્ય આપવાની તમારા બાપની ઈચ્છા છે." આ અતિ મૂલ્યવાન વારસાના ભોગવટાની શરતો નીચે મુજબ છે :—

૧. નવો જન્મ પામવો જોઈએ. ઈસુએ નીકોદેમસને કહ્યું કે "જો કોઈ માણસ નવો જન્મ પામ્યું ન હોય તો તે દેવનું રાજ્ય જોઈ શકતું નથી." વળી તેણે આ બાબત પર વિશેષ ભાર મુકીને કહ્યું કે "તમારે નવો જન્મ પામવો જોઇએ." દૈહિક જન્મ પામવાથી માણસ દૈહિક વાનાંનો અનુભવ લે છે. આત્મિક વાનાંનો અનુભવ લેવા માટે આત્મિક જન્મની જરૂર છે. આ પુનર્જન્મ દેવનું કૃત્ય છે. તે કેવી રીતે થાય છે એ વાત માણસની સમજણની બહાર છે. જ્યારે આપણો આત્મા જાગે છે અને આત્મિક બાબતો વિષે તૃષાતુર થાય છે ત્યારે નવો જન્મ થયો છે એવું મનાય છે. જેમ ઝાડ પોતાના ફળથી ઓળખાય છે તેમ આત્મિક ભાવના અને મનોવૃત્તિઓ તથા દેવની ઇચ્છાનુસાર પસંદગી ઉપરથી નવો જન્મ ઓળખાય છે. "વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે, ને તું તેનો અવાજ સાંભળે છે, પણ તે ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે તે તું નથી જાણતો ; હરેક જે આત્માથી જનમેલું છે તે તેવુંજ છે."

૨. પસ્તાવો કરવો જોઈએ. "ઇસુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો કે, પસ્તાવો કરો, કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." "જો તમે પસ્તાવો કરશો નહિ તો તમે સર્વે...નાશ પામશો." પસ્તાવો કરવો એટલે શું, તે આપણે યોહાન બાપ્તિસ્મા કરનારના ઉપદેશ ઉપરથી શીખી શકીએ છીએ. લોભમાં ગરક થએલા જણોને તેણે કહ્યું કે "જેની પાસે બે અંગરખા હોય તે જેની પાસે એક નથી તેને આપે." અન્યાયી દાણીઓ જેઓ ગરીબ લોકોને નિચોવતા હતા તેઓને તેણે કહ્યું કે "જે તમારે સારૂ નિમેલું છે, તે કરતાં

વધારે બળાત્કારથી ન લો." હારી ગયલી પ્રજા ઉપર જુલમ ગુજારનાર સિપાઇઓને તેણે કહ્યું કે "કાઇ પર જબરદસ્તી ન કરો, તેમજ ગેરકાયદે કાઈ પાસેથી બળાત્કારે કંઇ ન લો, ને તમારા પગારથી સંતોષી રહો." વળી ઈસુએ પણ એક બંધબેસ્તો દાખલો આપ્યો. એક શેઠે પોતાના દીકરાને ફરમાવ્યું કે, "દીકરા, તું આજ દ્રાક્ષવાડીમાં જઈને કામ કર, ત્યારે તેણે ઉત્તર દેતાં કહ્યું કે, હું નથી જવાનો; તોપણ તે પછી પસ્તાઇને ગયો." આ ઉપરથી અનુમાન થાય છે કે પસ્તાવો કરવો એટલે જુનો માર્ગ તજવો અને નવા માર્ગ ઉપર ચઢવું; પાપને લીધે દુઃખી થવું એટલુંજ નહિ પણ પાપનો ત્યાગ કરવો. આ વિષયને લગતી મુશ્કેલીઓ સંબંધી ઇસુ પોતાની આંખો મીચતો ન હતો, પરંતુ તેના ઉપદેશ મુજબ આકાશનું રાજ્ય એટલું બધું મૂલ્યવાન છે કે તે પ્રાપ્ત કરવાને માટે માણસને પોતાનું સર્વસ્વ ખોઇ નાખવું પડે તો પણ તેને અનંત લાભ છે. "તારા અવયવોમાંના એકનો નાશ થાય, ને તારૂં આખું શરીર નરકમાં ન નંખાય, એ તને ગુણકારક છે." વહાલામાં વહાલાં અને સંસારી બાબત સંબંધી ઉપયોગીમાં ઉપયોગી પાપના કરતાં તારણ અતિશય લાભકારક છે, માટે તેની પ્રાપ્તિ સારૂં જે કંઇ નડે છે તેનો ત્યાગ કરવો જોઈએ.

૩. **વિશ્વાસ કરવો જોઇએ.** ઇસુએ પોતાના પહેલા બે શિષ્યોને કહ્યું કે "મારી પાછળ આવો." "અને તેઓ તરત જાળો મુકીને તેની પાછળ ગયા." તેણે માત્થી દાણીને પણ કહ્યું કે, "તું મારી પાછળ ચાલ, અને તે સઘળું મુકીને ઉઠયો, ને તેની પાછળ ગયો." સર્વકાળના જીવનના એક નેકીવાન ઉમેદવારને તેણે કહ્યું કે, "જો તું પુરો થવા ચાહે છે, તો જઇને તારૂં જે છે તે વેચી નાખ, ને દરિદ્રીઓને આપી દે...ને આવીને મારી પાછળ ચાલ." આ વાકયો ઉપરથી જણાય છે કે પસ્તાવો કરવા અથવા પાપનો ત્યાગ કરવાની સાથે એક બીજો સિદ્ધાન્ત જોડાયલો છે, એટલે કે ઈસુને શરણે

જવું, અથવા તેના પર વિશ્વાસ કરવો. જેને માટે આપણે બધું વેચી નાખીએ અથવા મુકી દઈએ તેના ઉપર કેટલો બધો વિશ્વાસ! યોહાનની સુવાર્તામાં તારણના વિષય સંબંધી "જીવન" અથવા "અનંતજીવન" એ શબ્દો મુખ્યત્વે કરીને વપરાય છે. જીવન પ્રાપ્ત કરવા સારૂ શું જોઈએ? "કેમકે મારા બાપની ઇચ્છા છે કે હરેક જે દીકરાને જોઇને તેના પર વિશ્વાસ કરે છે તેને અનંતજીવન મળે છે" (યોહા. ૬ ; ૪૦). "જે મારા પર વિશ્વાસ કરે છે તે જો કે મરી જાય તો પણ જીવતો થશે; અને જે કોઇ જીવતાં મારા પર વિશ્વાસ કરે છે, તે કદી નહિજ મરશે" (યોહા. ૧૧; ૨૫, ૨૬). જીવનમાં પેસવું અને રાજ્યમાં પેસવું એ બે વાતનો એકજ અર્થ થાય છે એટલે તારણ, અને તારણ મેળવવા સારૂ નવો જન્મ પામવો જોઇએ, પાપનો ત્યાગ કરવો જોઇએ એટલુંજ નહિ પણ વિશ્વાસથી ઇસુને શરણે આવવું જોઇએ. જેઓ આ પ્રમાણે કરે છે તેઓને પુષ્કળ જીવન મળે છે, અને "તેમના પેટમાંથી જીવતા પાણીની નદીઓ વહેશે." જેઓ આ પ્રમાણે કરે છે તેઓ દેવના રાજ્યમાં પેસે છે, અને દેવના પુત્રોના હકનો ભોગવટો કરે છે, એટલે તેઓ તારણ પામે છે. બીજા પ્રકરણમાં આપણે જોઈશું કે આ તારણ સિદ્ધ કરવા સારૂ ઇસુએ શું કીધું. પરંતુ જ્યારે કોઇ માણસ માંદો છે ત્યારે દાક્તર સાહેબે આપેલી દવા પીધા પહેલાં તે રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરવાનો વિલમ્બ કરતો નથી, અને વિચાર પણ કરતો નથી કે આ ઓષડની સીસીમાં કયાં કયાં ઝાડનો રસ, અને કયા કયા પદાર્થોનો ભુકો ભર્યો છે. વિશ્વાસ તથા આશાથી તે પીએ છે. તેમજ હરેક માણસે સત્વર પાપનો ત્યાગ કરવો, ઇસુને શરણે આવવું અને તારણ પામવું.

---

અભ્યાસપાઠ સાતમો.

# ઇસુ પોતાના મરણ વિષે શું શિખવે છે?

"શું તમારો દેવ મરી ગયો?" ઘણા ઉપદેશકોએ એ સવાલ સાંભળ્યો હશે. નવાઇ જેવી વાત છે કે જ્યારે તેઓ એવું તિરસ્કારયુક્ત વચન સાંભળે છે ત્યારે તેઓ ગુસ્સે થતા નથી, અને તેઓને ગભરાટ થતો નથી. તેથી ઉલટું "ખ્રીસ્ત મુઓ" એ વાત તેઓ કબુલ કરે છે, અને તેના મરણમાં તેઓ અભિમાન કરે છે. જે વાત હિંદુઓને મુર્ખપણું લાગે છે, અને મુસલમાનોને ઠોકરરૂપ છે, તેમાં ખ્રીસ્તીઓ અભિમાન કરે છે, તેનું સબળ કારણ હોવું જોઇએ.

ખ્રીસ્તી ધર્મના કેટલાએક વિરોધીઓ મત ધરાવે છે કે ઇસુનું મરણ એક અકસ્માત અને અનિવાર્ય બનાવ જેવું હતું. તે પુખ્ત ઉમ્મરે આવી પહોંચ્યો હતો, અને પાકી બુદ્ધિનો હતો, તેની બધી શક્તિઓ ખીલેલી હતી, અને ભવિષ્યમાં મારાથી ઘણું કામ થશે, એવી તેની આશા હતી, પરંતુ જેમ મધ્યાન્હને વખતે સૂર્યનું ગ્રહણ થાય છે, તેમ, અકસ્માત રીતે, યહુદી લોકો ઇસુ ઉપર તુટી પડયા, અને જેમ બીજા ઘણા વીરપુરૂષો અને જનસેવકો મરણને વશ થયા હતા તેમ તે પણ વશ થયો.

"ચિરંજીવી નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્ર;
ચિરંજીવી નહિ કોઇ, ગયા કંઇ સુરજ ચંદ્ર:
વળી ગયા રામ ને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી."

પરંતુ ઇસુ સંબંધી આ પ્રમાણે માનવું તે પ્રફુલિત બુદ્ધિની નિશાણી નથી. તેના મરણનું કારણ ગમે તે હોય, તોપણ ઘણા અચૂક પુરાવા જુદા પાડયા વિના આપણે ઉપર્યુક્ત વાત સ્વીકારી શકતા નથી.

## ઈસુને અકસ્માત થયો ન હતો.

પોતાના મરણ સંબંધીનું જ્ઞાન ઇસુને ક્યારે થયું તે આપણે ખાતરીપૂર્વક જાણતા નથી. તે આસરે ત્રીસ વર્ષની ઉમ્મરનો થયો હતો ત્યારથી તે માનતો કે હું મસીહ છું, તે નિ:સંદેહ છે. વળી પ્રભુના "દુ:ખિત સેવક" વિષે જે વચનો ભવિષ્યવાદીઓએ લખેલાં હતાં તે તે પોતાને લાગુ પાડતો, એ પણ ખાતરીપૂર્વક છે.

## આકાશવાણી.

જ્યારે યોહાને તેને બાપ્તિસ્મા આપ્યું ત્યારે આકાશમાંથી એવી એક વાણી થઇ કે, "તું મારો વહાલો દીકરો છે, તારા પર હું પ્રસન્ન છું." આ વાક્યના બે ભાગ છે : પહેલો ભાગ ગીત. ૨ ; ૭માં મળે છે, અને તે શિખવે છે કે ઇસુ દેવનો પુત્ર અને દેવે નિમેલો રાજા છે. અને બીજો ભાગ યશા. ૪૨ ; ૧ માંથી ઉતારેલો છે; તે દર્શાવે છે કે દેવનો પુત્ર તથા દેવે નિમેલો રાજા તે યહોવાહનો દુ:ખિત સેવક પણ છે. તેનું સવિસ્તર વર્ણન યશા. પર અને ૫૩ મા અધ્યાયોમાં કરેલું છે. આકાશવાણીનો અર્થ શો છે તે વિષે ઇસુ અજાણ્યો હતો તેમ માનવાનું કારણ નથીજ. તે માનતો કે ધર્મલેખોમાં તેના વિષે લખેલું હતું કે તેને ઘણું દુ:ખ સહેવું પડશે, અને વારંવાર તે પોતાના શિષ્યોને કહેતો કે "મારે ઘણું દુ:ખ સહેવું" એમ શાસ્ત્રમાં લખ્યું છે.- આકાશવાણીએ તે વાતને ટેકો આપ્યો. માટે જોકે આપણે ખાતરીથી કહી શકતા નથી કે ઇસુ બાપ્તિસ્મા પામ્યો ત્યાર પહેલાં તે પોતાના મરણ સંબંધી જાણતો હતો, પરંતુ બાપ્તિસ્માના દિવસથી તે જાણતો હતો એ નિર્વિવાદ છે.

## માત્થી ૯; ૧૫ : માર્ક ૨; ૧૯ : લુક ૫; ૩૪.

ઇસુ પોતાના મરણ વિષે અગાઉથી જાણતો હતો એટલુંજ નહિ પણ તે વિષે તે ઘણી વાર બોલતો અને પોતાના શિષ્યોને શિખવતો. શરૂઆતથી તે તે સંબંધી સ્પષ્ટ અને ચોકસ

રીતે બોલતો ન હતો, પણ માત્ર તેનું દિગ્દર્શન કરાવતો; જેમકે તેણે યોહાન બાપ્તિસ્મા કરનારના શિષ્યોને કહ્યું કે, "જ્યાં સુધી વર જાનૈયાઓની સાથે છે, ત્યાં સુધી શું તેઓ શોક કરી શકે? પણ એવા દહાડા આવશે કે વર તેઓની પાસેથી લેવાશે, ત્યારે તેઓ ઉપવાસ કરશે." યોહાને ઇસુ સંબંધી સાક્ષી આપી કે તે વર છે અને હું તેનો મિત્ર છું. ઉપર્યુક્ત કલમોમાં ઇસુ કહે છે કે એવા દહાડા આવશે કે વર લેવાશે. એવો બનાવ અતિશય દુઃખદાયક ગણાય. લગ્ન ધામધુમથી ચાલે છે, વર અને તેના મિત્રો આનંદ કરે છે એટલામાં વર તેઓની પાસેથી (જોરજુલમથી) લઇ લેવાય છે. એવો બનાવ પોતાને લાગુ પાડવાથી ઇસુએ સુચવ્યું કે, તેના દિવસોની મધ્યે તે કમોતે મરી જશે. જ્યારે તેણે એ પ્રમાણે કહ્યું હતું ત્યારે યોહાન બાપ્તિસ્મા કરનાર હજી હૈયાત હતો.

પોતાના મરણ વિષે બીજી એક સુચના યોહા. ૨ ; ૧૯ માં મળે છે. યહુદીઓએ ઇસુને કહ્યું હતું કે, "તું એ કામો કરે છે તો અમને શી નિશાણી દેખાડે છે? ઇસુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, આ મંદિરને પાડી નાખો, ને ત્રણ દહાડામાં હું એને ઉભું કરીશ." યોહાન કહે છે કે, "તે પોતાના શરીરરૂપી મંદિર વિષે બોલ્યો," પણ એવી રીતે કે પોતાના શિષ્યો પણ સમજતા ન હતા. વળી જ્યારે તે નીકોદેમસની સાથે વાત કરતો હતો ત્યારે તેણે કહ્યું કે, "જેમ મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો, તેમ માણસના દીકરાને ઉંચો કરવાની જરૂર છે." આપણે બોધભાષણ કરીએ તો કહીએ કે ઇસુને ઉંચો કરવો એટલે ઇસુને પ્રગટ કરવો, પરંતુ ઇસુનો અર્થ જુદો હતો. "મુસાએ પિત્તળનો સર્પ બનાવીને તેને ઝુંડા પર મુકયો." જ્યારે ઇસુએ કહ્યું કે માણસનો દીકરો ઉંચો કરાશે ત્યારે તે ઝુંડા ઉપર મુકેલા સર્પ વિષે વિચાર કરતો હતો, અને પોતે લાકડા અથવા વધસ્તંભ પર મરી જશે તે તે જાણતો અને જણાવતો હતો.

## માત્થી ૧૬; ૨૧: માર્ક ૮; ૩૧: લુક ૯; ૨૨.

આ પ્રમાણે ઇસુ પોતાના મરણ વિષે અગાઉથી સુચના આપતો, અને પોતા શિવાય બીજો કોઇ પણ માણસ તેની મતલબ સમજતું ન હતું. પરંતુ તે બે ચાર પ્રસંગે સ્પષ્ટ અને ચોકસ રીતે બોલ્યો. એક દિવસે જ્યારે તે કાઇસારીઆ ફિલિપીની સીમમાં હતો ત્યારે તેણે પોતાના શિષ્યોને પુછ્યું કે, "માણુસનો દીકરો કોણ છે એ વિષે લોકો શું કહે છે?" તે સવાલનો જવાબ સાંભળ્યા પછી તેણે કહ્યું કે, "તે વિષે તમે શું કહો છો?" ત્યારે સીમોન પીતરે કહ્યું કે, "તું મસીહ, જીવતા દેવનો દીકરો છે." એ કબુલાત સાંભળીને ઇસુનું હૃદય આનંદથી ઉભરાયું. તેની જીંદગીનો તે એક મહા આનંદનો દિવસ હતો. પરંતુ તેનો આનંદરૂપી સૂર્ય એક કાળા વાદળાથી જલદી ઢંકાઇ ગયો, કેમકે પીતરને મુબારકબાદી આપ્યા પછી તે પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો કે, "મારે યરૂશાલેમમાં જવું, ને વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રીઓથી ઘણું સહેવું ને માર્યા જવું ને ત્રીજે દહાડે પાછા ઉઠવું જરૂરનું છે." ત્યારથી એ શબ્દ વાપરવાથી માત્થી જણાવે છે કે આ બારીક સમય હતો. માર્ક પણ જણાવે છે કે તે એ વાત "ઉઘાડી રીતે" બોલ્યો. હજી સુધી તે એ બાબત વિષે ઉઘાડી રીતે બોલ્યો ન હતો, અને હજી સુધી તેણે પોતાના મરણની વિગતવાર હકીકત કહી ન હતી. જે સંબંધી તે પહેલવહેલાં ઝાંખી સુચના આપતો તે સંબંધી તે હવેથી સ્પષ્ટ રીતે બોલે છે, અને પોતાના શિષ્યોનું મન તેના મરણના વિષય તરફ ખેંચ્યા કરે છે.

## માત્થી ૧૭, ૧૨: માર્ક ૯; ૧૨: લુક ૯; ૩૧.

સદરહુ બનાવ બન્યાને થોડા દહાડા થયા હતા ત્યારે ઇસુ પીતર તથા યોહાન તથા યાકુબને તેડીને પ્રાર્થના કરવા સારૂ પહાડ પર ગયો. અને તે પ્રાર્થના કરતો હતો ત્યારે તેના

ચહેરાનું સ્વરૂપ બદલાઇ ગયું ને તેનાં વસ્ત્ર ઉજળાં તથા ચળકતાં થયાં. અને મુસા તથા એલીયાહ તેની સાથે વાત કરતા હતા, ને તેનું મરણ જે યરૂશાલેમમાં થવાનું હતું તે સંબંધી બોલતા હતા. પછી વાદળામાંથી એવી વાણી થઇ કે, "આ મારો પસંદ કરેલો દીકરો છે; એના પર હું પ્રસન્ન છું." એક વિદ્વાન આ બનાવ વિષે લખે છે કે તેથી ઇસુને ઘણો દિલાસો અને ઉત્તેજન મળ્યાં. પોતાના મરણ વિષે મનન કરવા સારૂ પહાડ ઉપર ગયો. તેનું રૂપાંતર થયાથી તેને ખાતરી આપવામાં આવી કે મરણ પછી તે મહિમાવાન થશે. મુસા તથા એલીયાહે તેની સાથે પોતાના મરણ વિષે વાત કીધી, તેથી તેને ખાતરી થઇ કે આકાશમાં રહેનારા સંતો તેના મરણનો ગુહ્ય અર્થ સમજે છે. આકાશવાણીથી તેને ખાતરી થઇ કે જે કાંટાવાળા માર્ગ પર મારે ચાલવાની જરૂર છે તે પર હું એકલો ચાલતો નથી, કેમકે બાપ મારી સાથે છે અને હું જે કરૂં છું તે તેને સારૂં લાગે છે. ઇસુના રૂપાંતરનો સંબંધ તેના મરણની સાથે છે એ પ્રમાણે માનવું અવશ્યનું છે, સુવાર્તા વાંચવાથી તે સંબંધ સ્પષ્ટ દેખાય છે. તેના રૂપાંતરથી ઉત્તેજીત થયા પછી તે તરતજ પોતાના મરણ અને મુએલાંમાંથી તેના પાછા ઉઠવા વિષે બોલવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે, માણસના દીકરા વિષે એમ લખ્યું છે કે તેણે ઘણું દુઃખ સહેવું ને તુચ્છકાર પામવો.

### માત્થી ૧૭; ૨૨: માર્ક ૯: ૩૦: લુક ૯; ૪૩.

થોડી વાર પછી ઇસુ ગાલીલમાં થઇને જતો હતો તે વખતે તે જાહેર રીતે ઉપદેશ કરતો ન હતો, પણ હું કયાં છું તે કોઇ ન જાણે એવી તેની ઇચ્છા હતી. આ એકાંતવાસનું કારણ એ હતું કે "તે પોતાના શિષ્યોને શિખવતો, ને તેઓને કહેતો કે માણસનો દીકરો માણસોના હાથમાં સોંપાશે, ને તેઓ તેને મારી નાખશે, ને મારી નંખાયા પછી તે ત્રીજે દહાડે પાછો ઉઠશે." આમાં એક નવી વાત છે, એટલે કે તે માણસોના

હાથમાં સોંપાશે. એ વાત શિષ્યો સમજી શકતા ન હતા, અને તે સંબંધી તેને પુછતાં તેઓ બીધા. તે ઉપરથી જણાય છે કે ઇસુ પોતાના મરણની વિગતો વિષે અગાઉથી જાણતો હતો અને તે વિષે શિક્ષણ આપ્યાં કરતો.

## માત્થી ૨૦; ૧૭: માર્ક ૧૦; ૩૨: લુક ૧૮; ૩૦.

ઇસુ અને તેના શિષ્યો યરૂશાલેમની ભણી ચઢતાં માર્ગમાં હતા, ત્યારે એક ચિત્તાકર્ષી બનાવ બન્યો. તે તેઓને પડતા મુકીને આગળ ચાલવા લાગ્યો, અને ચાલતાં ચાલતાં તે વિચારમાં એટલો બધો લીન થઇ ગયો કે તેની પાછળ ચાલનારાઓ અચંબો પામ્યા, કેમકે તે એટલો બધો ગંભીર થયલો દેખાયો કે તેઓ બીધા. ત્યાર પછી તેણે બાર શિષ્યોને એકાંત લઇને તેમને કહ્યું કે, "આપણે યરૂશાલેમ જઇએ છીએ; ને માણસનો દીકરો મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સોંપાશે; ને તેઓ તેના પર મરણદંડ ઠરાવશે ને તેને વિદેશીઓને સોંપશે; ને તેની મશ્કરી કરશે ને તેના પર થુંકશે, ને તેને કોરડા મારશે ને તેને મારી નાખશે ને ત્રીજે દહાડે તે પાછો ઉઠશે." માત્થીની સુવાર્તામાં વધસ્તંભની વાત પણ આવે છે. આ વાક્યોમાં તેના મરણની કેટલી બધી વિગતો આવે છે! અગાઉથી તેણે તેનું આબેહૂબ વર્ણન આ પ્રમાણે કીધું.

## માત્થી ૨૬; ૧૨: માર્ક ૧૪; ૮: યોહાન ૧૨; ૭.

એક દહાડો ઇસુ બેથાનીઆમાં સીમોન કોઢિયાના ઘરમાં હતો, ત્યારે એક બાયડી મૂલ્યવાન અત્તરની ભરેલી ડબ્બી લઇને આવી, ને ડબ્બી ભાંગીને તેણીએ તેના માથા પર તે રેડ્યું. કેટલાએક વાંધો લીધો કે અત્તરનો એ બગાડ શા માટે કીધો, પણ ઇસુએ કહ્યું કે એણીએ મારી પ્રત્યે ભલું કામ કર્યું છે; દફનને સારૂ અથવા મારા દાટવાની તૈયારીને સારૂ, અગાઉથી તેણીએ મારા શરીરને અત્તર ચોળ્યું.

૫

માથ્થી ૨૬; ૧૬: માર્ક ૧૪; ૨૨: લુક ૨૨; ૧૯.

જ્યારે ઇસુ પોતાના શિષ્યોની સાથે પાસ્ખાપર્વ પાળતો હતો અને જમવા બેઠા ત્યારે તેણે કહ્યું કે "તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે." પછી રોટલી લઇને તેણે ભાંગી અને કહ્યું કે, "લો, ખાઓ, એ મારૂં શરીર છે," અને તેણે વાટકો લઇને કહ્યું કે, "તમે સહુ એમાંનું પીઓ, કેમકે એ કરારનું મારૂં લોહી છે." તેમ કર્યાથી તેણે અગાઉથી દેખાડયું કે તેનું શરીર કેવી રીતે ભાંગવામાં અને તેનું લોહી કેવી રીતે વહેવડાવવામાં આવશે.

ઉપર્યુક્ત ફકરા લંબાણુથી લખવાનું કારણ આ છે કે, તેમ કરવાથી તે સ્પષ્ટ જણાય કે ઇસુ અગાઉથી જાણતો હતો કે તેનું મરણ કેવી રીતે થશે. ચાર સુવાર્તાનો નકાર કર્યા વિના આપણે માની શકતા નથી કે ઇસુને અકસ્માત થયો, અને તેનું મરણ અનિવાર્ય હતું. તે માનતો અને શિખવતો કે પોતાનો જીવ આપવો તે તેની જીંદગીનો મુખ્ય હેતુ હતો. તે કહેતો હતો કે, "હું ઉત્તમ ઘેટાંપાળક છું. ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે છે. હું પોતાનો જીવ આપું છું... કોઇ મારી પાસેથી તે નથી લેતો પણ હું પોતાની મેળે તે આપું છું; તે આપવાનો મને અધિકાર છે." જ્યારે પીતરે પોતાની તરવાર કાઢી પ્રમુખ્ય યાજકના ચાકરનો કાન કાપી નાખ્યો ત્યારે ઇસુએ તેને કહ્યું કે, "શું તું ધારે છે કે હું એવો શક્તિવાન નથી કે જો બાપની પાસે માગું તો તે હમણાંજ દૂતોની બાર ફોજ કરતાં વધારે મારી પાસે મોકલી દેશે નહિ?" ધર્મલેખોમાં જે પ્રભુના સેવક સંબંધી લખ્યું હતું તે પુરૂં કરવાને માટે તે સ્વેચ્છાથી મરણને આધીન થયો. તેના મરણનો ખુલાસો ગમે તે હોય, અને તેમાં ગમે તે ગૂઢ અર્થ રહેલો હોય પરંતુ મરણ પામવાથી તેની આશા અને તેનો ઉદ્દેશ નિષ્ફળ થયાં તેમ નથી. પરંતુ તેના શિક્ષણ પર આધાર રાખીને આપણે કહી શકીએ છીએ કે તે માનતો અને શિખવતો કે માણસનું તારણ સિદ્ધ કરવાને મારૂં મરણ અવશ્યનું છે.

### અભ્યાસપાઠ આઠમો.

# ઇસુ પોતાના મરણ વિષે શું શિખવે છે?

## યોહાનની શાહેદી.

એક દહાડે ઇસુએ કેટલાક યહુદીઓને કહ્યું કે, "તમે યોહાન પાસે માણુસ મોકલ્યા, ને તેણે સત્ય વિષે શાહેદી આપી." હવે યોહાનની શાહેદી તપાસીએ. "યોહાન પોતાની પાસે ઇસુને આવતો જોઇને કહે છે કે, જુઓ! દેવનું હલવાન કે જે જગતનું પાપ હરણ કરે છે." "બીજે દહાડે યોહાન પોતાના શિષ્યોમાંના બે સુદ્ધાં ફરી ઉભો રહેલો હતો, અને તેણે ઇસુને ચાલતો જોઇને કહ્યું કે, જુઓ! દેવનું હલવાન." યોહાનના આ સાનંદાશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢવાનું એક પરિણામ આ હતું કે, તેના બે શિષ્યો પોતાનો ગુરૂ છોડીને ઇસુને શરણે ગયા.

૧. જ્યારે યોહાન આ પ્રમાણે બોલ્યો ત્યારે જુના કરારમાંની બે વાતો તેના મનમાં ઘોળાયાં કરતી હતી, એમ લાગે છે. પહેલી વાત પાસ્ખા હલવાન વિષે હતી. યહોવાહે કહ્યું હતું કે, હું સુમારે મધ્યરાત્રે નિકળીને મિસરમાં ફરીશ, અને મિસર દેશમાંના સર્વ પ્રથમજનિત...માર્યાં જશે. પરંતુ ઇસ્રાએલપુત્રોને બચાવવાને અર્થે એવો ઉપાય રચવામાં આવ્યો કે, હરેક કુટુંબ એક એક એબરહિત તથા પહેલા વર્ષનો નર એવું એક હલવાન લઇને કાપે. વળી એવું ફરમાવવામાં આવ્યું કે તેઓ તેનું રક્ત લઇને તેમના ઘરની બે બારસાખો ઉપર તથા ઉતરંગ ઉપર તે છાંટે. "તમે જે ઘરમાં રહો છો તે ઉપરનું રક્ત તમારા લાભમાં ચિન્હરૂપ થશે, ને જ્યારે હું મિસર દેશ પર મરો લાવીશ ત્યારે હું તે રક્ત જોઇને તમને ટાળી મુકીશ ને તમારો વિનાશ કરવાને તમારા પર મરકી નહિ આવશે." હલવાનના રક્તથી ઇસ્રાએલપુત્રો

બચી ગયા. જે હલવાનના રક્તથી તેઓ બચી ગયા તે યહોવાહની મહેરબાનીથી મરકી હરણ કરનાર હતો. તે વાત મનમાં રાખતાં યોહાન બોલ્યો: "જુઓ! દેવનું હલવાન, જે જગતનું પાપ હરણ કરે છે." પાસ્ખા હલવાને પોતાના વહેવડાવેલા રક્તથી મરકી હરણ કીધી, અને યોહાનની કહેવાની મતલબ આ હતી કે ઇસુ પોતાના વહેવડાવેલા રક્તથી આખા જગતનું પાપ હરણ કરશે, એટલે કે તે પોતાના રક્તથી, અથવા પોતાના મરણથી, આખા જગતનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરશે.

૨. જે બીજી વાત યોહાનના મનમાં ઘોળાયાં કરતી તે યહોવાહના સેવક વિષે હતી, જેની વિસ્તીર્ણ હકીકત યશાયાહના પુસ્તકમાં આવે છે. તેના સંબંધી લખ્યું છે કે "જે હલવાન કપાવા સારૂ લઇ જવાય છે......તેના જેવો તે હતો. પરંતુ તેણે આપણાં દરદ માથે લીધાં ને આપણાં દુઃખ વેઠયાં છે, આપણા અપરાધોને લીધે તે વિંધાયો......ને તેના સોળથી આપણને સાજાપણું મળ્યું છે. તેણે ઘણાંઓનાં પાપ માથે લીધાં ને અપરાધીઓને સારૂ મધ્યસ્થી કરે છે." યોહાને ઇસુને જોયો ત્યારે તે મનમાં બોલ્યો, "જુઓ! યહોવાહનો સેવક, જે આખા જગતનું પાપ હરણ કરવાને દુઃખ વેઠશે. જે હલવાન કપાવા સારૂ લઇ જવાય છે તેના જેવો તે છે. તેના સોળથી આપણને સાજાપણું મળશે."

હવે અગત્યની વાત આ છે કે ઇસુએ યોહાનની શાહેદી સ્વીકારી. જો કે તેનો આધાર યોહાનની અથવા કોઇ પણ માણસની સાક્ષી ઉપર રહેલો ન હતો, તો પણ યોહાનની શાહેદી ખરી છે એમ તે માનતો અને શિખવતો. માટે હું મારા રક્તથી પાપ હરણ કરનાર છું, અને મારૂં રક્ત તે પ્રાયશ્ચિત્ત કરવાનું રક્ત છે એમ ઇસુ માનતો. આ વાતના બીજા અનેક પુરાવા છે.

## પિત્તળનો સર્પ.

જ્યારે ઇસુ નીકોદેમસની સાથે વાત કરતો હતો ત્યારે તેણે કહ્યું કે, "જેમ મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો તેમ માણસના દીકરાને ઉંચો કરાવાની જરૂર છે, એ માટે કે જે કોઇ વિશ્વાસ કરે તે તેનામાં અનંતજીવન પામે." આ વાકયમાં ઉંચો કરાવવો એટલે વધસ્તંભ ઉપર ઉંચો કરાવવો, તેમ માનવાનું સબળ કારણ છે. "મુસાએ પિત્તળનો સર્પ બનાવીને તેને ઝુંડા પર મુકયો." તે ઝુંડો ઇસુના મનમાં હતો. એક વખતે તેણે કહ્યું કે, "જો હું પૃથ્વી પરથી ઉંચો કરાઇશ તો સૌને હું પોતાની તરફ ખેંચીશ." યોહાન લખે છે કે, "પોતે શી તરેહના મોતથી મરવાનો છે, એ સુચવતાં તેણે એમ કહ્યું." એ પણ સુચવતાં તેણે નીકોદેમસને કહ્યું કે, "માણસના દીકરાને ઉંચો કરાવવાની જરૂર છે," એ માટે કે તેના મરણથી જે કોઈ તેના પર વિશ્વાસ કરે તે તેનામાં અનંતજીવન પામે. ઇસુએ કહ્યું હતું કે તમારે નવો જન્મ પામવો જોઇએ. આ કલમમાં તે દેખાડે છે કે તે નવા જન્મ અથવા નવા જીવનનો આધાર તેના ઉંચા કરાવવા અથવા તેના મરણ પર રહેલો છે. માણસ જીવન પામે માટે ઇસુને ઉંચો કરાવવાની જરૂર હતી. મતલબ કે ઇસુ શિખવતો હતો કે તેના મરણથી માણસ અનંતજીવન પ્રાપ્ત કરે છે, અને તેના મરણ વિના માણસ અનંતજીવનરહિતજ છે.

## જીવનની રોટલી.

વળી ઉપદેશ કરતાં ઇસુએ કહ્યું કે, "હું જીવનની રોટલી છું." "જીવનની રોટલી જે આકાશમાંથી ઉતરી છે તે હું છું. જો કોઇ એ રોટલી ખાય તો તે સદા જીવતો રહેશે, વળી જે રોટલી હું આપીશ, તે મારૂં માંસ છે; તે જગતના જીવનને સારૂ આપીશ." આ વાકયોમાં ઇસુ શિખવે છે કે માણસના જીવનનો આધાર તેના પર રહેલો છે એટલુંજ નહિ, પણ

માણસને જીવન મળે માટે તેણે પોતાને આપવો જોઇએ. શરીરનો આધાર રોટલી પર છે, અને રોટલી શરીર પોષવાને માટે પોતાને આપે છે. જ્યાં સુધી માણસ રોટલી ખાય નહિ ત્યાં સુધી ભૂખ મટી જાય નહિ. માણસની ભૂખ મટાડવા સારૂ રોટલી પોતાને નાશ પામવાને અર્પણ કરે છે. રોટલીના નાશથી માણસનું શરીર જીવે છે અને વધે છે. ઇસુ કહે છે કે હું જીવનની રોટલી છું, તમારે તે રોટલી ખાવી. જે રોટલી હું આપીશ તે મારૂં માંસ છે. એવી વાતો બોલવાથી તે પોતાનું મરણ સુચવતો એ ખાતરીપૂર્વક છે, અને તે શિખવતો કે તેના મરણથી માણસને જીવનની રોટલી મળશે.

## ઉત્તમ ઘેટાંપાળક.

ઇસુએ કહ્યું કે, "હું ઉત્તમ ઘેટાંપાળક છું; ઉત્તમ ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે છે." એક વિદ્વાન લખે છે કે, "જો જરૂર પડે તો ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે, એનો અર્થ આ પ્રમાણે નથી; પરંતુ જરૂર પડી છે અને ઘેટાંપાળક પોતાનો જીવ આપે છે, તેનો અર્થ આ પ્રમાણે થાય છે." મતલબ આ છે કે ઇસુ શિખવે છે કે મારાં ઘેટાંને વિનાશથી બચાવવાને હું મારો જીવ આપું છું, એટલે તેના મરણથી તેઓ જીવશે, અને તેઓને બચાવવાને માટે તેનું મરણ અગત્યનું છે.

## ઘઊંનો દાણો.

એક દિવસ કેટલાએક હેલેનીઓ ઇસુને મળવા આવ્યા. જ્યારે તેના બે શિષ્યોએ તેને ખબર આપી ત્યારે તેણે કહ્યું કે, "જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને નથી મરતો, તો તે એકલો રહે છે; પણ જો તે મરે તો ઘણાં ફળ આપે છે." તે પહેલાં તેણે કહ્યું હતું કે, "માણસના દીકરાને મહિમાવાન થવાની ઘડી આવી છે." પરંતુ તે કેવી રીતે મહિમાવાન થશે? જેમ ઘઉંનો દાણો મરી જવાથી ઘણાં ફળ આપે છે તેમ મરી

જવાથી માણસના દીકરાનું જીવન સાર્થક થશે, અને હેલે-નીઓ પણ તેનામાં જીવન પામશે. વિદેશીઓના તારણની આશા તેના મરણમાં છે.

## સર્વોત્તમ પ્રેમ.

ઇસુએ તેના મરણ પહેલાં પોતાના શિષ્યોને કહ્યું કે:— "પોતાના મિત્રોને સારૂ પોતાનો જીવ આપવો તે કરતાં મોટો પ્રેમ કોઇનો નથી." પોતાના મિત્રો ઉપર ઇસુએ સર્વોત્તમ પ્રેમ કીધો, અને તેઓને સારૂ તેણે પોતાનો જીવ આપ્યો. પરંતુ કોઇ માણસ પોતાનો જીવ અમથો નહિ આપે. જ્યારે કોઇ ભલો તથા છાતીવાળો આ પ્રમાણે કરે છે ત્યારે એવા સ્વાર્પણનું સબળ કારણ હોવું જોઇએ. જો તેના મિત્રનો જીવ જોખમમાં હોય તો તેનો બચાવ કરવાને તે પોતાનો જીવ આપે. અગત્યને લીધે ઇસુએ પોતાનો જીવ આપ્યો; તેના મરણથીજ તેના મિત્રો બચાવ પામ્યા, એમ તે શિખવતો.

## ખંડણી.

તે અગત્ય શી હતી તે નીચેની વાતો ઉપરથી દેખાઇ આવે છે. જ્યારે ઝબદીના દીકરાઓ અને તેમની માએ એક અભિમાનયુક્ત માગણી કીધી કે તેઓ ઇસુના રાજ્યમાં એક તેને જમણે હાથે ને બીજો તેને ડાબે હાથે બેસે, ત્યારે ઇસુએ કહ્યું કે, "જે કોઇ તમારામાં મોટો થવા ચાહે તે તમારો સેવક થાય, અને જે કોઇ તમારામાં મુખ્ય થવા ચાહે તે તમારો દાસ થાય. જેમ માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને તથા ઘણા લોકની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે તેમ." ખંડણી શબ્દનો અર્થ સમજવાને માટે આપણે જુના કરાર તરફ આપણી દૃષ્ટિ ફેરવવી જોઇએ. "ઇસ્રાએલપુત્રોમાં જેઓ ગણેલા છે, તેમની જ્યારે તું ગણત્રી કરીશ ત્યારે તેમની ગણત્રી થતી વખતે તેઓ-માંનો હરેક પુરૂષ પોતાના જીવને સારૂ યહોવાહને ખંડણી આપે,"

એવો હુકમ યહોવાહે મુસાને આપ્યો. વળી એવો નિયમ હતો કે વીસ વર્ષનો કે તેથી વધારે વયનો દરેક પુરૂષ અર્ધું શેકેલ ખંડણી તરીકે આપે. તે અર્ધા શેકેલને "પ્રાયશ્ચિત્તના પૈસા" કહેતા હતા. મતલબ આ હતી કે દરેક માણુસનો જીવ દાસપણામાં અથવા ગુલામગીરીમાં હતો અને તે છોડવા સારૂ "પ્રાયશ્ચિત્તના પૈસા" આપવાની જરૂર હતી. યહોવાહે પોતાની મેહેરબાનીથી જીવને બદલે તે પ્રાયશ્ચિત્તના પૈસા સ્વીકાર્યા. ખંડણી આપવા વિષે બીજા અનેક નિયમો જુના કરારમાં મળે છે પરંતુ ઇસુની વાતનો ખુલાસો કરવાને માટે આપેલો દાખલો બસ છે. ઇસુના શિક્ષણ પ્રમાણે માણુસ દાસપણામાં અથવા ગુલામગીરીમાં છે. જો પાપ કંઈ જેવી-તેવી વાત હોત તો કદાપિ ખંડણીના નિયમો પ્રમાણે પાપી માણુસને તેનો ભાઇ, અથવા તેનો કાકો, કે પિત્રાઈ ભાઇ અથવા તેના કુટુંબમાંનો જે તેનો સગો હોય તે તેને ખંડી લે; અથવા જો તે દ્રવ્યવાન થયો હોય તો તે પોતાને ખંડી લે. પણ પાપ એવું નથી, અને "કોઇથી કોઇ પણ રીતે પોતાના ભાંઇને ખંડી લેવાય નહિ." પરંતુ ઇસુ શિખવે છે કે, "તેના છુટકાની કિંમત મને મળી છે" (અયૂબ ૩૩; ૨૪). "સેવા કરવાને તથા ઘણા લોકની ખંડણી આપવા સારૂ" તે આવ્યો. તેનું રક્ત તે પ્રાયશ્ચિત્તનું રક્ત છે, તેથી તે આપણને છોડાવે છે.

## પ્રભુનું ભોજન.

પોતાના મરણ પહેલાં ઇસુને પોતાના શિષ્યોની સાથે પાસ્ખા ખાવાની ઘણી ઇચ્છા હતી. તેઓ બેઠા હતા ત્યારે તેણે રોટલી લઇને ભાંગી, ને તેઓને આપતાં કહ્યું કે, "આ મારૂં શરીર છે જે તમારે સારૂ આપવામાં આવે છે, મારી યાદગીરીમાં આ કરો. અને તે પ્રમાણે વાળુ કર્યા પછી તેણે વાટકો લઇને કહ્યું કે, આ વાટકો તમારે સારૂ વહેવડાવેલા મારા લોહીમાં નવો કરાર છે" (લુક ૨૨; ૧૯, ૨૦). વાટકાના સંબંધમાં

માત્થી લખે છે કે, "એ [નવા] કરારનું મારૂં લોહી છે, જે પાપોની માફીને અર્થે ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે."

પ્રભુભોજનની સ્થાપના સંબંધી જુદી જુદી હકીકતોમાં થોડો ફેરફાર દેખાય છે, પરંતુ અગત્યની બાબતોમાં ફેરફાર નથી. સામે જુદી જુદી હકીકતો અજાયબ જેવી રીતે મળતી આવે છે. જેમકે :—

"મારૂં લોહી ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે' માત્થી ૨૬ ; ૨૮.

"મારૂં રક્ત ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે" માર્ક ૧૪ ; ૨૪.

"તમારે સારૂ વહેવડાવેલું મારૂં લોહી." લુક ૨૨ ; ૨૦.

"મારૂં શરીર જે તમારે સારૂ આપવામાં આવે છે" લુક ૨૨ ; ૧૯.

આ ઉપરથી દેખાય છે કે પ્રભુભોજન સ્થાપવાથી ઇસુ શિખવવા ચહાતો હતો કે તે પોતાનું શરીર તથા તેનું રક્ત બીજાઓને સારૂ આપવાનો હતો. માત્થી લખે છે કે તેણે કહ્યું કે, "પાપોની માફીને અર્થે" તેણે તે પ્રમાણે કીધું, એટલે તેણે પોતાના શરીર અને રક્તથી પાપીઓની ખંડણી ભરી.

પ્રભુભોજનના સંબંધમાં એક બીજી વાત ઉપર ખાસ ભાર સુવાર્તાઓમાં મુકવામાં આવે છે, તે આ છે કે ઇસુનું લોહી તે **કરારનું લોહી** હતું. જેમકે :—

"એ [નવા] કરારનું મારૂં લોહી છે" માત્થી ૨૬ ; ૧૮.

"કરારનું આ મારૂં રક્ત છે" માર્ક ૧૪ ; ૨૪.

"મારા લોહીમાંનો નવો કરાર" લુક ૨૨ ; ૨૦.

જ્યારે મુસાએ લોકોને યહોવાહની સર્વ વાતો તથા કાનુનો સંભળાવ્યાં ત્યારે લોકોએ કહ્યું કે તે અમે પાળીશું. ત્યાર બાદ મુસાએ સર્વ વાતો લખી. પછી તેણે એક વેદી અને

બાર કુળ પ્રમાણે બાર સ્થંભ બાંધ્યા. કેટલાએક જુવાનોએ દહનીયાર્પણો ચઢાવ્યાં ને બળદનાં શાંત્યર્પણો કીધાં. મુસાએ અર્ધું રક્ત લઇને વાસણોમાં રાખ્યું; ને અર્ધું રક્ત તેણે વેદી પર છાંટયું. પછી તેણે કરારનું પુસ્તક લઇને લોકોના સાંભળતાં વાંચ્યું, ને તેઓએ કહ્યું કે, "યહોવાહે જે બધું કહ્યું છે તે અમે કરીશું અને પાળીશું." પછી મુસાએ રક્ત લીધું ને લોકો પર છાંટીને કહ્યું, "જુઓ, તમારી સાથે યહોવાહે આ સર્વ વચનો સંબંધી જે કરાર કીધો છે તેનું રક્ત આ છે." આ બનાવનું રહસ્ય આ છે કે કરાર અને યજ્ઞ એ બે સાથે જોડાએલાં છે, અને યજ્ઞનું લોહી તે પ્રાયશ્ચિત્તનું લોહી હતું. માટે જ્યારે ઇસુએ કહ્યું કે મારૂં રક્ત કરાર(અથવા નવા કરાર)નું રક્ત છે, ત્યારે મતલબ આ હતી કે મારૂં રક્ત પ્રાયશ્ચિત્તનું રક્ત છે. કેમકે એવું રક્ત તે કરારનો પાયો હતો. યિર્મેયાહ ભવિષ્ય-વાદીએ લખેલું હતું કે, "એવા દિવસો આવે છે કે જેમાં હું... નવો કરાર કરીશ." મુસાના વખતમાં જે કરાર કરવામાં આવ્યો હતો તેથી આ નવો જુદી તરેહનો થશે. પહેલો કરાર આજ્ઞાંકિતપણાનો હતો, પણ લોકોએ તે તોડયો. નવો કરાર અચૂક થશે, કારણ કે તેનો આધાર માણસના આજ્ઞાંકિત-પણા પર રહેલો નથી પણ પરમેશ્વરની કૃપા પર રહેલો છે. "હું તેઓના અન્યાયની ક્ષમા કરીશ ને તેઓનાં પાપોનું સ્મરણ ફરી કરીશ નહિ." આ નવો કરાર સાધવાને માટે તેનો દૃઢ અને અચળ પાયો નાખવાને માટે ઇસુએ પોતાને આપ્યો. ધન્ય હોજો તેના વહાલા નામને કે, "લાકડા પર તેણે પોતે પોતાના શરીરમાં આપણાં પાપ માથે લીધાં."

"જે ભારે કષ્ટ તેણે વેઠયું, તેનું બયાન નહિ કરાય;
પણ તેથી આપણો છુટકો છે, એવું નિશ્ચે જણાય."

---

અભ્યાસપાઠ નવમો.

# ઇસુ પોતા વિષે શું શિખવે છે?

જ્યારે ઈસુ સદેહ હતો ત્યારે જુદા જુદા લોકો તેના વિષે જુદા જુદા અભિપ્રાયો આપતા હતા. કેટલાએક કહેતા હતા કે તે ફલાણો છે, અને બીજા કેટલાએક કહેતા હતા કે તે ફલાણો છે. તેણે પોતા વિષે કેવી શાહેદી પૂરી તે આપણે તપાસીએ.

## ૧. મસીહ.

પહેલા પ્રકરણમાં આપણે જોયું કે ઈસુના જમાનામાં સર્વ યહુદીઓ અપેક્ષા રાખતા હતા કે રૂમીઓનો અધિકાર નષ્ટ કરવા સારૂ અને પોતાનું રાજ્ય સ્થાપન કરવા સારૂ એક ઉદ્ધારનાર યહુદાહમાંથી આવશે. તે ઉગારનારને તેઓ "મસીહ" (એટલે અભિષિક્ત) એવું નામ આપતા હતા. જુના કરારમાં તેના વિષે, અને તે આવશે ત્યારે તે કેવાં કામ કરશે તે સંબંધી ઘણું લખ્યું છે. એક પુસ્તકમાં આ પ્રમાણે લખ્યું છે કે "પ્રભુ યહોવાહનો આત્મા મારા પર છે, કારણ કે નમ્રોને વધામણી કહેવા સારૂ યહોવાહે મને અભિષિક્ત કીધો છે; હૃદયભંગિતોને સમા કરવા સારૂ, બંદીવાનોને છુટકાની તથા કેદીઓને આંખ ઉઘાડવાની ખબર પ્રસિદ્ધ કરવા સારૂ, યહોવાહે માન્ય કરેલું વર્ષ, આપણા દેવના પ્રતિકારનો દિવસ પ્રસિદ્ધ કરવા સારૂ, સર્વ શોક કરનારાઓને દિલાસો આપવા સારૂ...તેણે મને મોકલ્યો છે."

એક વખત ઈસુ પોતાના ગામ નાઝારેથમાં આવ્યો. વિશ્રામવારે તે સભાસ્થાનમાં ગયો. તે વાંચવા સારૂ ઉભો થયો ત્યારે યશાયાહ ભવિષ્યવાદીનું પુસ્તક તેને આપવામાં

આવ્યું, ને તેણે પુસ્તક ઉઘાડીને ઉપરોક્ત વાક્યો તેમાંથી વાંચ્યાં. ત્યાર પછી તે બેસી ગયો; ને કહેવા લાગ્યો કે "આજ આ લેખ તમારા સાંભળતાં પુરો થયો છે." મતલબ આ હતી કે જેની વાટ તમે જુઓ છો તે હું છું.

જ્યારે સમરૂની સ્ત્રીએ ઇસુને કહ્યું કે, "મસીહ તે આવે છે એ હું જાણું છું." ત્યાર ઈસુએ કહ્યું કે "તારી સાથે જે બોલે છે તે હુંજ તે છું."

વળી જ્યારે યોહાને કેદખાનામાં ઇસુનાં કામ સંબંધી સાંભળ્યું ત્યારે તેણે પોતાના શિષ્યોને મોકલીને ઇસુને પુછાવ્યું કે, "આવનાર તે તુંજ છે, કે અમે બીજાની વાટ જોઇએ?" આ સવાલના ઉત્તરમાં ઇસુએ તેઓને કહ્યું કે "તમે જે સાંભળો છો ને જુઓ છો તે જઇને યોહાનને કહી દેખાડો, કે આંધળા દેખતા થાય છે, ને પાંગળા ચાલતા થાય છે, રક્તપિત્તિઓ શુદ્ધ કરાય છે, ને બહેરા સાંભળતા થાય છે; મુએલા ઉઠાડાય છે ને દરીદ્રિઓને સુવાર્તા પ્રગટ કરાય છે." ઇસુએ યોહાનને કહાવ્યું ન હતું કે હું ખ્રીસ્ત છું કેમકે તે જાણતો હતો કે જ્યારે યોહાન એવાં કામો વિષે સાંભળશે ત્યારે તે અનુમાન કરશે કે જે આ પ્રમાણે કરે છે તેજ મસીહ છે. કેટલાએક લોકો કહેતા હતા કે "ખ્રીસ્ત આવશે ત્યારે આ માણસે જે ચમત્કાર કીધા છે તે કરતાં શું તે વધારે કરશે?" યોહાનના મનમાં તે સવાલના જવાબ સંબંધી સંદેહ ન હતો. ઇસુએ યોહાનનું લક્ષ પોતાનાં કામ તરફ ખેંચ્યું તેનો હેતુ આ હતો કે યોહાન અનુમાન કરે કે ઇસુ તેજ ખ્રીસ્ત છે.

જ્યારે ઇસુ તથા તેના શિષ્યો કાઇસારીઆ ફિલિપીનાં ગામોમાં હતા ત્યારે તેણે તેઓને પુછ્યું કે "હું કોણ છું તે વિષે માણસો શું કહે છે?" તેઓનો જવાબ સાંભળ્યા પછી તેણે ફરીથી પુછ્યું કે, "હું કોણ છું તે વિષે તમે શું કહો છો?" પીતરે ઉત્તર આપ્યો કે "તું તો ખ્રીસ્ત છે." પછી તેણે

તેઓને તાકીદ કીધી કે મારે વિષે તમારે કોઇને કહેવું નહિ. આ પ્રમાણે પીતરની કબુલાત સ્વીકારવાથી તેણે દેખાડયું કે હું મસીહ છું.

મસીહ સંબંધી એક ભવિષ્યવાદીએ લખ્યું હતું કે :—"હે સિયોનની પુત્રી, બહુ હર્ષ કર; હે યરૂશાલેમની પુત્રી, પોકાર કર; જો, તારો રાજા તારી પાસે આવે છે...તે નમ્ર છે, અને ગધેડા પર, હા, ખોલા પર, એટલે ગધેડીના વછેરા પર, સવાર થઇને આવે છે." આ ભવિષ્યવાણી ઇસુએ પોતાને લાગુ પાડી. ગધેડીના વછેરા પર સવાર થઇને તેણે યરૂશાલેમમાં પ્રવેશ કીધો. અને ઘણા લોકો હર્ષ કરીને મોટે ઘાંટે કહેતા હતા કે "પ્રભુને નામે જે રાજા આવે છે તેને ધન્ય છે." આ પ્રમાણે ભવિષ્યવાદીના વચન મુજબ ધામધુમથી યરૂશાલેમમાં પ્રવેશ કરવાથી ઇસુએ પોતાને મસીહ ઠરાવ્યો.

જ્યારે મુખ્ય યાજકે તેને પુછયું કે, "શું તું સ્તુતિમાનનો દીકરો ખ્રીસ્ત છે?" ત્યારે તેણે આચકો ખાધા વિના સ્પષ્ટ રીતે જવાબ આપ્યો કે, "હું છું."

આ ઉપરથી જણાય છે કે ઇસુ અનેક રીતે શિખવતો કે હું પોતે મસીહ છું.

## ૨. માણસનો દીકરો.

માત્થી, માર્ક અને લુકની સુવાર્તાઓમાં ઇસુ ચાળીશ જુદા જુદા પ્રસંગે અને બધું મળીને સિત્તેર વખત પોતાને "માણસનો દીકરો" કહે છે. જ્યારે તે પોતા વિષે બોલતો ત્યારે તે આ ખાસ નામ મુખ્યત્વે કરીને વાપરતો. કેટલાએક એમ ધારે છે કે તે નામ ઉપરથી જણાય છે કે ઇસુ ખરો માણસ હતો, અને બીજા કેટલાએક સુચવે છે કે તે વાપરવાથી ઇસુ દેખાડવા ચહાતો કે જેવો જોઇએ તેવો હું માણસ છું. પરંતુ તે નામનો અર્થ વધારે ગૂઢ અને વિસ્તીર્ણ છે. તે સમજ-

વાને માટે આપણે દાનીયેલ ૭; ૧૩મી કલમ ઉપર લક્ષ લગાડવું જોઇએ, એ વિષે વિદ્વાનોની ઘણી સમ્મતિ છે. તે અધ્યાયમાં લખ્યું છે કે, "રાતનાં સંદર્શનોમાં હું જોતો હતો તો જુઓ આકાશનાં મેઘો સાથે મનુષ્યપુત્રના જેવો એક આવ્યો, ને જે પુરાતન કાળનો તેની પાસે તે આવ્યો, ને તેઓ તેને તેના નજીક લાવ્યા, અને તેને રાજ્યાધિકાર તથા મહિમા તથા રાજ્ય આપવામાં આવ્યાં, એ સારૂ કે બધી પ્રજાઓ, દેશજાતિઓ તથા સર્વ ભાષાઓ (બોલનાર લોકો) તેના તાબેદાર થાય; તેનો રાજ્યાધિકાર સનાતન તથા અચળ રાજ્યાધિકાર, ને તેનું રાજ્ય અવિનાશી છે."

હવે આ મનુષ્યપુત્રનાં ખાસ લક્ષણો જુઓ. તે આકાશનાં મેઘો સાથે આવ્યો, માટે તે કેવળ માણસ હતો એમ નથી. તેના રાજ્યનું વર્ણન જુઓ. તે સનાતન, સાર્વત્રિક અને અવિનાશી છે માટે તે પૃથ્વી પરનું રાજ્ય નથી. વળી જુઓ કે પરમેશ્વર તે રાજ્ય તેને બક્ષે છે. જ્યારે ઇસુએ પોતાને "માણસનો દીકરો" કહ્યો ત્યારે એ નામના રહસ્ય વિષે તે અજાણ્યો ન હતો. તે સારીપેઠે જાણતો હતો કે આ નામ અતિ માનવંત અને સ્તુત્ય છે, અને આ દુનિયાનો કોઇ પણ રાજાધિરાજ તે પોતાને લાગુ પાડી શકે એમ નથી, પરંતુ સાધારણ વાતચિતમાં ઈસુ કહેતો કે હું માણસનો દીકરો છું. તે સંબંધી તેનું વિગતવાર શિક્ષણ નીચે મુજબ છે.

૧) તે શિખવતો કે **માણસનો દીકરો દેવથી આવ્યો.**

"આકાશમાંથી ઉતરેલો માણસનો દીકરો." યો. ૩; ૧૩.

"માણસનો દીકરો જ્યાં પહેલાં હતો ત્યાં જો તેને પાછો ચઢતાં તમે દેખો તો કેમ? યો. ૬; ૩૨.

"માણસનો દીકરો આવ્યો છે." લુક ૫; ૨૨.

"એજ માટે હું આવ્યો છું."

કેટલાએક એવો અભિપ્રાય આપે છે કે આ છેલ્લી વાતમાં ગૂઢ અર્થ રહેલો નથી. ઇસુ કહેવા ચહાતો કે "એજ માટે હું આ જગતમાં આવ્યો છું." પરંતુ એમ સમજવું યથાર્થ નથી. જ્યારે તેણે કહ્યું કે, "હું આવ્યો છું" ત્યારે "હું બાપ પાસેથી આવ્યો છું" એવોજ તેનો અર્થ હતો.

૨) તે શિખવતો કે માણસનો દીકરો એક ખાસ કામ કરવાને આવ્યો. જેમકે :—

"માણસનો દીકરો...સેવા કરવાને તથા ઘણા લોકોની ખંડણીને સારૂ આવ્યો." માત્થી ૧૦ ; ૨૯.

"ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણસનો દીકરો આવ્યો છે." લુક ૧૯ ; ૧૦.

૩) તે શિખવતો કે એ કામ સિદ્ધ કરવાને માણસનો દીકરો પોતાનો મહિમા મુકી દઇને દીનાવસ્થામાં રહ્યો. તે સાર્વત્રિક અને અવિનાશી રાજ્યનો રાજા હતો, પરંતુ તેને માથું ટેકવવાનો ઠામ ન હતો. તે દીનાવસ્થામાં હતો એટલુંજ નહિ પણ પોતાનું કામ સિદ્ધ કરવાને માટે તેને ઘણું દુઃખ સહેવું પડશે એમ ઇસુ શિખવતો. જેમકે "માણસનો દીકરો મુખ્ય યાજકોને સોંપાશે ને તેઓ તેના પર મરણદંડ ઠરાવશે ને તેને વિદેશીઓને સોંપશે ; ને તેની મશ્કરી કરશે ને તેના પર થુંકશે, ને તેને મારી નાખશે."

૪) જો કે તેની દશા એવી હતી તોપણ દીનાવસ્થામાં પણ તેને ઘણો અધિકાર અપાયો હતો એમ તે શિખવતો. માણસના શરીર ઉપર, અશુદ્ધ આત્માઓ ઉપર, કુદરતનાં તત્વો અને તેમના નિયમો ઉપર તેનો અધિકાર હતો, અને તે કરતાં અધિક સત્તા પણ તેના હાથમાં હતી. તેણે કહ્યું કે, "માણસનો દીકરો વિશ્રામવારનો પ્રભુ છે." સાબ્બાથ દિવસ પવિત્ર પાળવાનો હુકમ પરમેશ્વરે આપ્યો. માટે જ્યારે ઇસુએ કહ્યું કે "માણસનો દીકરો વિશ્રામવારનો પ્રભુ છે"

ત્યારે મતલબ આ હતી કે તેને પરમેશ્વરના નિયમ ઉપર અધિકાર ચલાવવાનો હક હતો. વળી તેણે કહ્યું કે "માણસના દીકરાને પૃથ્વી ઉપર પાપોની માફી આપવાનો અધિકાર છે." આના જેવી વાતોને લીધે તેના દુશ્મનોએ કહ્યું કે તે દુર્ભાષણ કરે છે, અને પોતાને દેવ સમાન કરે છે. જે ઉપરથી જણાય છે કે તેઓ તેના શબ્દનો અર્થ સારીપેઠે સમજતા હતા.

૫) વળી તે શિખવતો કે માણસનો દીકરો **ફરીથી પોતાનો મહિમા પ્રાપ્ત કરશે.** "ત્રીજે દહાડે તે પાછો ઉઠશે," અને તેના બાપ પાસે ચઢી જશે. ત્યાં જગત થયા અગાઉ બાપની સાથે જે મહિમા તે ભોગવતો હતો તેથી બાપ ફરીથી તેને મહિમાવાન કરશે. હાલ તે પરાક્રમની જમણી તરફ બેઠેલો છે, આકાશનાં વાદળાં સહિત તે પાછો આવશે, અને મહિમાના રાજ્યાસન પર બેસીને તે મનુષ્ય માત્રનો ન્યાય કરશે.

પ્રભુ રોજ રોજ કહેતો કે હું માણસનો દીકરો છું. તે નામના મૂળ અર્થ ઉપરથી, અને તે સંબંધી ઇસુના શિક્ષણ ઉપરથી જણાય છે કે તે પોતા વિષે શું શિખવતો. માણસના દીકરા વિષે તેના શિક્ષણનું રહસ્ય આ છે કે તે મહિમાનો પ્રભુ હતો, અને તેનો અધિકાર તે સર્વ માણસોના અધિકાર કરતાં અધિક હતો. તે આ દુનિયામાં સદેહ હતો ત્યારે પણ તે પોતાને મહિમાવાન અને સ્તુત્ય ઠરાવતો.

## અભ્યાસપાઠ દસમો.

# ઇસુ પોતા વિષે શું શિખવે છે?

### ૩. દેવનો દીકરો.

માત્થી, માર્ક અને લુકની સુવાર્તાઓ પ્રમાણે ઇસુ પોતાને "દેવનો દીકરો" કહેતો ન હતો, પરંતુ તે પોતાને "દીકરો" કહેતો હતો તે સ્પષ્ટ દેખાય છે. હવે તે કયા સંબંધમાં પોતાને દીકરો કહેતો તે આપણે તપાસીએ. ત્રણ સુવાર્તાઓમાં દ્રાક્ષ-વાડીનું દૃષ્ટાંત આવે છે, તે નીચે મુજબ છે. "એક માણસે દ્રાક્ષવાડી રોપી ને તેની આસપાસ વાડ કરી, ને દ્રાક્ષરસનો કુંડ ખોદ્યો ને બુરજ બાંધ્યો, ને ખેડુતને તે ઇજારે આપી, ને પરદેશ ગયો. અને મોસમે તેણે ખેડુતોની પાસે ચાકર મોકલ્યો, કે તે ખેડુતો પાસેથી દ્રાક્ષવાડીનાં ફળનું કંઈ લે; પણ તેઓએ તેને પકડીને માર્યો, ને ખાલી હાથે પાછો મોકલ્યો. અને ફરી તેણે બીજો ચાકર તેઓની પાસે મોકલ્યો, ને તેનું માથું તેઓએ ફોડી નાખ્યું ને તેને ધિક્કારીને કાઢી મેલ્યો. અને તેણે બીજો મોકલ્યો, ને તેને તેઓએ મારી નાખ્યો; ને બીજા ઘણા મોકલ્યા, ને તેઓએ કેટલાકને કોરડા માર્યા, ને કેટલાકને મારી નાખ્યા. હવે એક બાકી હતો, જે તેનો વહાલો દીકરો હતો, એને પણ તેણે આખરે તેઓની પાસે મોકલીને કહ્યું કે તેઓ મારા દીકરાની અદબ રાખશે. પણ તે ખેડુતોએ ...તેને પકડીને મારી નાખ્યો, ને દ્રાક્ષવાડીમાંથી ફેંકી દીધો" આ દૃષ્ટાંતનો અર્થ સ્પષ્ટ છે. ખેડુતોની વાત યહુદીઓને લાગુ પડે છે; દૃષ્ટાંતમાંના ચાકરો તે પરમેશ્વરે મોકલેલા ભવિષ્ય-વાદીઓ; અને ધણીનો દીકરો તે ઇસુ પોતેજ છે. આ

ઉપરથી જણાય છે કે ઇસુ શિખવતો કે બધા ભવિષ્યવાદી આદિ દેવના નોકરો જેવા હતા, પણ તે પોતે ચાકર હો નહિ પણ દેવનો દીકરો છે, અને સર્વ ચાકરો કરતાં અધિક છે.

જ્યારે ઇસુ ભવિષ્ય સંબંધી અને જગતના અંત વિષે વાત કરતો હતો ત્યારે તેણે કહ્યું કે, તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઈ જાણતો નથી, આકાશમાંના દૂતો નહિ ને દીકરો પણ નહિ." આ ઉપરથી જે અનુમાન આપણે ઘણે ભાવે કરીએ છીએ તે આ છે કે ઇસુ સદેહ હતો ત્યારે તેનું જ્ઞાન પરમેશ્વરના જ્ઞાન કરતાં અલ્પ હતું; પરંતુ તે ઉપરથી આપણે વાસ્તવિક રીતે અનુમાન કરી શકીએ છીએ કે ઇસુ પોતાને આકાશમાંના દૂતો કરતાં મોટો ઠરાવતો હતો. તે કહે છે કે માણસ જાણતું નથી, દૂતો જાણતા નથી અને દીકરો પણ જાણતો નથી. જાણે કે આપણે કહીએ કે પ્રજા જાણતી નથી, અમલદારો જાણતા નથી, અને અમાત્ય પણ જાણતો નથી. સદરહુ દૃષ્ટાંત આપણને શિખવે છે કે ઇસુ સર્વ ભવિષ્યવાદીઓ કરતાં મોટો હતો, અને આ વાત શિખવે છે કે તે સર્વ દૂતો કરતાં ચઢિયાતો છે.

પોતા વિષે ઇસુના શિક્ષણનું રહસ્ય માત્થી ૧૧ ; ૨૭ મામાં મળી આવે છે. તે કહે છે કે "મારા બાપે મને સઘળું સોંપ્યું છે; ને બાપ વગર દીકરાને કોઇ જાણતો નથી, ને દીકરા વગર...બાપને કોઈ જાણતો નથી." માત્થી ૧૧ ; ૨૮ ની વાત સર્વ ખ્રીસ્તીઓને અતિશય મીઠી લાગે છે, કારણ કે તે વાક્યમાં ઇસુ કહે છે કે "મારી પાસે આવો ને હું તમને વિસામો આપીશ." ઇસુએ તે દિલાસાદાયક અને આનંદમય આમંત્રણ આપ્યું તે પહેલાં તેણે દર્શાવ્યું હતું કે એવું અપૂર્વ આમંત્રણ આપનાર કોણ છે. જો કોઈ માણસ એવું નોતરૂં આપે અને એવું વચન કરે તો આપણે એકાએક કહીએ કે માણસજાતની શક્તિ એટલે સુધી પહોંચતી નથી. પરંતુ "મારા બાપે મને સઘળું સોંપ્યું છે, ઇત્ય.," બોલવાથી ઇસુ

સિદ્ધ કરે છે કે આ આમંત્રણનો આપનાર તે માણસ નથી પણ દેવ સરખો છે. તેમાં તે પોતાને માણસ અને દૂતો કરતાં મહિમાવાન ઠરાવે છે. દેવનું પરાક્રમ અને ઇસુનું પરાક્રમ કંઇ જુદું નથી, એકજ છે. ચાકરની અને શેઠની મિલકત સામાન્ય નથી. રાજાનો અને અમાત્યનો અધિકાર સામાન્ય કે સરખો નથી, પરંતુ ઇસુનો તથા દેવ બાપનો અન્યોન્યનો સંબંધ એટલો ગાઢો અને નિકટનો છે, કે જે કંઈ બાપનું છે તે ઇસુનું છે, અને જે કંઇ ઇસુનું છે તે બાપનું પણ છે. ચાલુ વિષયને લગતી સર્વ વાતોમાંથી આ વાકય અતિ અવશ્યનું છે. તે દર્શાવે છે કે ઇસુ શિખવતો હતો કે તેની વચ્ચે તથા બાપની વચ્ચે જે સંબંધ છે તે એક જીવનનો સંબંધ છે. તે વગર ઇસુના શબ્દોનો બીજો અર્થદર્શક અથવા સંતોષકારક ખુલાસો નથી, માટે પોતા વિષે તેના શિક્ષણનું ઉંડું મુળ તથા તેનું મજબુત થડ આ વાતમાં છે. એક વિદ્વાન આ વિષયનો સાર એક વાકયમાં સમાપ્ત કરે છે. તે લખે છે કે “ઇસુ તે ખ્રીસ્ત હતો, તથા માણસનો દીકરો હતો, કારણ કે તે આરંભથી દેવનો દીકરો હતો.”

યોહાનની સુવાર્તા સદરહુ વાતને પુષ્ટિ આપે છે. તેજ સિદ્ધાન્ત સિદ્ધ કરવા સારૂ ચોથી સુવાર્તા લખવામાં આવી, “ઇસુ તેજ ખ્રીસ્ત, દેવનો દીકરો છે, એવો તમે વિશ્વાસ કરો ...માટે આ લખેલા છે,” યોહાન ૨૦ ; ૩૧. લખવાનો હેતુ એવો હોવાને લીધે નીચે મુજબની ઘણી વાતો યોહાનની સુવાર્તામાં મળે તે સ્વાભાવિક છે. “બાપ મારામાં છે, ને હું બાપમાં છું.” “જે મને દેખે છે તે જેણે મને મોકલ્યો છે તેને દેખે છે.” “હું તથા બાપ એક છીએ.”

## ૪. ઇસુનો અધિકાર તથા દાવો.

આપણે જોયું હતું કે જો કે માણસનો દીકરો દીનાવસ્થામાં હતો તો પણ તેને ઘણો અધિકાર અપાયો હતો. લોકો તેના

ઉપદેશથી અચરત થયા, કેમકે જેને અધિકાર હોય છે તેની પેઠે તે તેઓને ઉપદેશ કરતો. જ્યારે મોટા ભવિષ્યવાદીઓ ઉપદેશ કરતા ત્યારે તેઓ કહેતા કે "યહોવાહ કહે છે," પરંતુ ઇસુ કહેતો કે "હું તમને કહું છું." જુના કરારમાં જે વાતો અધુરી અને કેવળ સમય અને જનસમાજની સ્થિતિ અનુસાર હતી તેઓની ટીકા તેણે નિર્ભયતાથી કીધી, અને તેઓને એક બાજુએ મુકીને તેણે અચળ અને કાયમ સિદ્ધાન્તો પ્રગટ કીધા. આ પ્રમાણે તેણે સર્વ ખોરાક શુદ્ધ ઠરાવ્યા, વિશ્રામવારને માણસને અર્થે ઠરાવ્યો, અને ફારગતી આપવાનો નિયમ સુધાર્યો. ઘણી બાબતોમાં તે એવો દેવને યોગ્ય અધિકાર ચલાવતો હતો, અને જ્યારે લોકો કહેવા લાગ્યા કે દેવ શિવાય બીજા કોઇને એવો અધિકાર ચલાવવાનો હક નથી, ત્યારે તેનો જવાબ આ હતો કે તમે વાસ્તવિક અનુમાન કરો છો. જ્યારે લોકોએ યોહાન બાપ્તિસ્મા કરનારને પુછ્યું કે "તું કોણ છે?" ત્યારે તેણે કબુલ કીધું કે "હું તો ખ્રીસ્ત નથી." "રાનમાં બોટા પાડનારની વાણી હું છું." પણ જ્યારે તેઓએ ઇસુને પુછ્યું ત્યારે તેણે પોતાના મોટાપણા પર વિશેષ ભાર મુક્યો, "મંદિર કરતાં અહીં એક મોટો છે," "યૂના કરતાં અહીં એક મોટો છે," "સુલેમાન કરતાં અહીં એક મોટો છે." અને જો કે શાસ્ત્રમાં લખ્યું હતું કે. "યહોવાહ તારા દેવનું ડર રાખ, ને તું તેનીજ સેવા કર" તોપણ જ્યારે એક માણસે તેને પગે પડીને કહ્યું કે "મારા પ્રભુ, ને મારા દેવ" ત્યારે તેણે તેની ભક્તિ સ્વીકારી.

રાજાઓ અને સરકારો આપણી મિલકત અને આપણાં શરીર ઉપર અમલ ચલાવે, પણ આપણા આત્મા ઉપર અમલ ચલાવવો તે તેમનો હક નથી; અને તેઓ એવો દાવો કવચિતજ કરે છે. પરંતુ ઇસુ સંબંધી એક ખાસ જાણવાજોગ

વાત આ છે કે તે આ હક ધરાવતો હતો. ગરીબોને તેમજ ધનાઢ્ય અને આબરૂદારોને તેણે કહ્યું કે, "મારી પાછળ આવો," "તારૂં જે છે તે વેચી નાખ…ને આવીને મારી પાછળ ચાલ." "તું મારી પાછળ આવ ને મુએલાંઓને પોતાનાં મુએલાંઓને દાટવા દે," "જો કોઇ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાને નકારવો, ને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવવું." "જે મારા કરતાં બાપ અથવા મા પર વત્તી પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી." માણસનો જીવ અને તેના આત્મા ઉપર તે એવો અનહદ અધિકાર ચલાવતો, એટલુંજ નહિ પણ તે શિખવતો કે પોતાની પ્રત્યે જે વર્તણુક માણસ ચલાવે છે તેના ઉપર તેની ભવિષ્યની સ્થિતિનો આધાર રહેલો છે. તે આપણો ન્યાયાધીશ થશે એટલુંજ નહિ પણ તે આપણા ચાલવાનો નિયમ પણ છે. "જે કોઈ મારો નકાર કરશે તેનો નકાર હું પણ મારા આકાશમાંના બાપની આગળ કરીશ." "ઓ શાપિતો, જે સર્વકાલિક અગ્નિ શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલો છે, તેમાં તમે મારી આગળથી જાઓ. કેમકે હું ભુખ્યો હતો પણ તમે ખાવાનું નહિ આપ્યું; હું તરસ્યો હતો પણ તમે મને પાણી પાયું નહિ." ઈસુની નમ્રતા, અને તેનું નિ:સ્વાર્થીપણું જગપ્રસિદ્ધ છે. પરંતુ જે અપૂર્વ મોટાપણાનો દાવો તે રોજ કરતો, તે કોઇ પણ રાજાધિરાજ સ્વપ્નમાં પણ નહિ કરે. જો ગંભીરપણાથી કોઈ એવો હક ધરાવે તો સૌ કોઈ તેને ઘેલો ઠરાવે! ઈસુ વિરૂદ્ધ એવી ફરિઆદ કેમ કરવામાં આવતી નથી? કારણ એ છે કે ઇસુ જગતનું અજવાળું હતું, તે રસ્તો તથા જીવન તથા સત્ય હતો. "આદિએ તે શબ્દ હતો…ને શબ્દ દેવ હતો." "તે જગતમાં હતો ને તે કૃપા તથા સત્યતાથી ભરપુર હતો." ઇસુ વિષે સુવાર્તામાં જે લખ્યું છે તેમાં પાઉલ પ્રેરિત કંઇ ઉમેરો કરતો નથી, પરંતુ પવિત્ર

આત્માની પ્રેરણાથી તે યોગ્ય રીતે તેનું વર્ણન કરી શકતો હતો. તેના સંબંધી તેણે લખ્યું કે "બાપને પસંદ લાગ્યું કે તેનામાં સર્વ સંપૂર્ણતા રહે." વળી "ખ્રીસ્તમાં દેવપણાની સર્વ સંપૂર્ણતા શરીરરૂપે વસે છે." પોતા વિષે ઇસુનું શિક્ષણ આથી જુદું નથી, પણ તેને મળતું છે. અલબત તેજ છે. હરેક માણસને ઇસુ કહે છે કે "હું કોણ છું તે વિષે તું શું કહે છે?" થોમાની પેઠે આપણે કહીએ કે "મારા પ્રભુ, અને મારા દેવ." જો થોમાની પેઠે આપણે ઇસુની પાસે આવીએ, અને તેના જેવી જાતે તપાસ કરીએ તો તેની પેઠે ઇસુ મારો પ્રભુ તથા મારો દેવ છે, એ કબુલાત કર્યાં વગર આપણે રહીશું નહિ. એવી કબુલાત કરવી તે જીવતા અને જયવંત વિશ્વાસની નિશાણી છે.

---

## અભ્યાસપાઠ અગીઆરમો.

# ઇસુ પવિત્ર આત્મા વિષે શું શિખવે છે?

### ૧. ઇસુ તથા પવિત્ર આત્માનો સંબંધ.

ઇસુ તથા પવિત્ર આત્મા વચ્ચે ગાઢો સંબંધ હતો. તેના જન્મ પહેલાં ગાબ્રીએલ દૂતે મરિયમને કહ્યું હતું કે, "પવિત્ર આત્મા તારા પર આવશે......માટે જે તારાથી જનમશે તે પવિત્ર દેવનો દીકરો કહેવાશે." તેમજ પ્રભુના દૂતે યુસફને સ્વપ્નમાં દર્શન આપીને તેને કહ્યું કે, "તારી વહુ મરિયમને તેડી લાવવાને બીહી મા, કેમકે તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે." યોહાન બાપ્તિસ્મા કરનાર ઇસુને પહેલવહેલાં ઓળખતો નહોતો. પરંતુ તેની ઓળખાણ કરાવવાને તેને અગાઉથી એવી નિશાણી આપેલી હતી કે, "જેના પર આત્મા ઉતરતો તથા રહેતો તું જોશે તેજ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર છે." પછી જ્યારે યોહાને ઇસુને બાપ્તિસ્મા આપ્યું ત્યારે "આકાશ ઉઘડી ગયું; અને પવિત્ર આત્મા દેહરૂપ ખબુતરની પેઠે તેના પર ઉતર્યો." ત્યાર બાદ "ઇસુ પવિત્ર આત્માથી ભરપુર થઇને યરદનથી પાછો ફર્યો, ને ચાળીસ દહાડા લગી આત્માથી અહીંતહીં રાનમાં દોરાવાયો." પછી તે આત્માને પરાક્રમે પાછો આવ્યો, અને એક દહાડો સભાસ્થાનમાં જઇને તે વાંચવા ઉભો થયો. યશાયાહ ભવિષ્યવાદીનું પુસ્તક તેને આપવામાં આવ્યું, ને તેણે તે પુસ્તક ઉઘાડીને જ્યાં નીચે પ્રમાણે લખ્યું છે તે જગ્યા કાઢી કે, "પ્રભુનો આત્મા મારા પર છે, ઇત્ય." વાંચી રહ્યા પછી તે તેઓને કહેવા લાગ્યો કે, "આજ આ લેખ તમારા સાંભળતાં પુરો થયો છે." વળી એક પ્રસંગે જ્યારે તે પોતાના પરાક્રમી કામ સંબંધી વાત કરતો હતો ત્યારે તેણે કહ્યું કે, "જો હું દેવના આત્માથી ભૂતોને

કાઢું છું, ઇત્ય." એ પ્રમાણે તેણે શાહેદી પુરી કે હું દેવના આત્માથી પરાક્રમી કામ કરૂં છું, અને એ પ્રમાણે જણાય છે કે જ્યારે તે સદેહ હતો ત્યારે તે પવિત્ર આત્માની સાથે ગાઢો સંબંધ રાખતો. હવે તે તેના અસ્તિત્વ તથા તેના કામ વિષે શું શિખવતો તે તપાસીએ.

## ૨. પવિત્ર આત્માના અસ્તિત્વ વિષે.

પવિત્ર આત્માના અસ્તિત્વ વિષે આપણે વિચાર અથવા વિવેચન કરીએ છીએ ત્યારે "તે કોણ છે?" અથવા "તે શું છે?" એ બેમાંથી શું બોલવું વાસ્તવિક છે? આ બે સવાલોમાં આભજમીનનો ફેર છે. જો આપણે પુછીએ કે પવિત્ર આત્મા તે શું છે? તો આપણે સુચવીએ છીએ કે તે પરમેશ્વરની શક્તિ અથવા તે શક્તિની વૃત્તિ કે અસર છે. પણ જો આપણે પુછીએ કે તે કોણ છે? તો આપણે સાક્ષી આપીએ છીએ કે પવિત્ર આત્મા તે એક વ્યક્તિ છે. આ છેલ્લી વાતનો પાયો ઇસુના શિક્ષણમાં ઉંડો નાખેલો છે. તે શિખવતો કે માણસ પવિત્ર આત્મા વિરૂદ્ધ દુર્ભાષણ કરી શકે છે અને તેની વિરૂદ્ધ બોલી શકે છે. વળી તે શિખવતો પણ કે અણીને વખતે આપણે જે કહેવું જોઇએ તે તેજ ઘડીએ પવિત્ર આત્મા શિખવશે. જે આપણને શિખવી અથવા દોરી શકે, અને જેની વિરૂદ્ધ આપણે બોલી શકીએ છીએ, તે માત્ર એક માનસિક વૃત્તિ અથવા તે વૃત્તિની અસર છે એમ નથી. જ્યારે આપણે એક વ્યક્તિ સંબંધી બોલીએ છીએ ત્યારેજ આપણે એવા શબ્દો વાપરી શકીએ છીએ. ઇસુના શિક્ષણ મુજબ પવિત્ર આત્મા તે વ્યક્તિ છે, અને તે પરમેશ્વર બાપ તથા દીકરાથી જુદો છે. બાપ તેને ઇસુને નામે મોકલે છે; તે બાપની પાસેથી નીકળે છે; ઇસુ તેને બાપની પાસેથી મોકલે છે. વળી જ્યારે ઇસુ બાપની પાસે જવાની અણી પર આવેલો હતો ત્યારે તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, "બાપ, દીકરા, તથા પવિત્ર આત્માને નામે, તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ."

જેમ ઇસુ અને બાપ એક બીજાથી જુદા છે, તેમ પવિત્ર આત્મા તેઓથી જુદો છે. આ માર્મિક શિક્ષણનો અર્થ ગમે તે હોય, પરંતુ પવિત્ર આત્મા તે એક ખાસ વ્યક્તિ છે, અને તેનું નામ બાપ તથા દીકરાનાં નામની સાથે જોડવા યોગ્ય છે તે ઇસુનું શિક્ષણ છે.

### ૩. પવિત્ર આત્માનું કામ.

પવિત્ર આત્માના કામ સંબંધી ઇસુ ઘણું શિખવતો. તેણે પોતાના શિષ્યોને અગાઉથી ચેતવણી આપી કે, "તમારે ઘણું દુઃખ સહન કરવું પડશે," પણ તે ચેતવણીની સાથે આશ્વાસન જોડાએલું હતું. તેણે કહ્યું કે, "અમારે કેવી રીતે અથવા શો ઉત્તર આપવો, અથવા અમારે શું કહેવું તે વિષે ચિન્તા ન કરો, કેમકે જે તમારે કહેવું જોઇએ તે તેજ ઘડીએ પવિત્ર આત્મા તમને શિખવશે." સંકટને સમયે તે નિર્ભયતા તથા શાહેદી પૂરવાની હિમ્મત તથા બુદ્ધિ આપે છે. યોહાનની સુવાર્તામાં તેના કામની સવિસ્તર હકીકત આપેલી છે. તે નીચે મુજબ છે—

**સંબોધક.**—ઇસુના શિષ્યોના સંબંધમાં તે સંબોધક છે. એટલે પ્રતિવાદીનો વકીલ, અથવા પ્રતિવાદીનો પક્ષ ધરાવવાને જે તેડાએલો કે ઠરાવાએલો છે તે. ઇસુએ તેને **બીજો સંબોધક** એ ખાસ નામ આપ્યું. જ્યાં સુધી ઇસુ પોતાના શિષ્યોની સાથે હતો ત્યાં સુધી તે તેઓનો પક્ષ ધરાવતો, તેઓના દુશ્મનોની સામે તે ઉભો થતો અને તેઓને પ્રત્યુત્તર આપતો. જ્યારે તે સ્વર્ગે ગયો ત્યારે પવિત્ર આત્માએ તેની જગ્યા પુરી કીધી. ઇસુ થોડી વાર સુધી તેઓની સાથે રહ્યો, પણ તેણે કહ્યું કે, "હું બાપની વિનંતી કરીશ, ને તે તમને બીજો સંબોધક તમારી પાસે સદા રહેવા માટે આપશે...તે તમારી સાથે રહેશે." આ ઉપરથી જણાય છે કે પવિત્ર આત્માનું એક અવશ્યનું કામ આ છે કે તે ઇસુની જગ્યા પુરી કરે છે. સર્વ

ખ્રીસ્તીઓને માટે આ એક અતિ આનંદમય વાત છે. ઇસુની જગ્યા ખાલી નથી. જેમ તે પોતાના બાર શિષ્યોની સાથે રહેતો, તેમ પવિત્ર આત્મા સદા આપણી સાથે રહે છે, અને જેમ ઇસુ તેઓની હિમાયત કરતો તેમ તે આપણી હિમાયત કરે છે.

## સત્યનો આત્મા.

વળી પવિત્ર આત્મા તે સત્યનો આત્મા છે. સંબોધક તરીકે તે સત્યનો પક્ષ ધરાવે છે, અને તેની વકીલાત કરે છે, ને સત્યનો મહિમા પ્રગટ કરે છે, અને ખ્રીસ્તના શિષ્યોને સર્વ સત્યમાં દોરી જાય છે. તે સત્યનું સૌંદર્ય દર્શાવે છે, અને તેઓનું મન તેના તરફ ખેંચે છે. તે સત્યની કદર બુઝવાની શક્તિ આપણા મનમાં ઉપજાવે છે ને આપણને સત્યને વશ થવાને પ્રેરે છે અને આપણને ઉત્તેજન આપે છે. ઇસુ જાતે તે સત્ય છે, માટે પવિત્ર આત્મા ઇસુ વિષે શાહેદી પુરી તેને મહિમાવાન કરે છે. ઇસુ "દસ હજાર મધ્યે શિરોમણી છે" અને તે "તદન મનોહર છે" તે જાણવાને અને કબુલ કરવાને પવિત્ર આત્મા આપણું મન પ્રકાશિત તથા ઉલ્લાસી કરે છે. જે કોઇ કબુલ કરે છે કે ઇસુ પ્રભુ છે, તે માત્ર પવિત્ર આત્માની પ્રેરણાથી તે પ્રમાણે કરે છે.

## શિક્ષક.

વળી ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, "તે તમને બધું શિખવશે, ને મેં જે સર્વ તમને કહ્યું તે બધું તમારા સ્મરણમાં લાવશે." ઇસુ સંબંધી અને તેના ઉપદેશ વિષે શિષ્યોનું જ્ઞાન અધુરૂં હતું. જ્યાં સુધી ઇસુ તેઓની સાથે હતો ત્યાં સુધી તેઓ તેને સંપૂર્ણ રીતે ઓળખતા ન હતા, અને ત્યાં સુધી તેઓ તેના ઉપદેશનું રહસ્ય સમજતા ન હતા. જ્યારે પવિત્ર આત્મા આવ્યો ત્યારે તેણે તેમની સ્મરણશક્તિને તેજ કીધી, એટલુંજ નહિ, પણ તેણે ઇસુએ કહેલી વાતોનો અર્થ તેઓને

દર્શાવ્યો. આ કારણુને લીધે તેઓ ભરોસાદાર સાક્ષીઓ અને અસરકારક ઉપદેશકો નિવડયા. પીતર તથા સ્તેફનનાં પ્રખ્યાત ભાષણો વાંચવાથી જણાય છે કે પવિત્ર આત્માએ કેવી અજાયબ જેવી રીતે તેઓને શિખવ્યું હતું. જો કે પ્રેરિતો "અભણ તથા અજ્ઞાની માણસો હતા," તોપણ તેઓએ પોતાના જ્ઞાન વડે ભણેલા તથા જ્ઞાની લોકોને ચકિત કીધા.

## પરાક્રમ આપનાર.

ઇસુએ પોતાના આકાશગમન પહેલાં પોતાના શિષ્યોને કહ્યું કે, "તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ, ત્યાં સુધી શહેરમાં રહેજો." લુક પોતાના બીજા પુસ્તકમાં આ શબ્દનો ખુલાસો કરે છે. "પવિત્ર આત્મા તમારા પર આવશે ત્યારે તમે સામર્થ્ય પામશો." આ ઉપરથી જણાય છે કે ઇસુના શિક્ષણ મુજબ પવિત્ર આત્મા શિષ્યોને પરાક્રમે વેષ્ટિત કરે છે. તેનું એક ખાસ લક્ષણ પવિત્રાઇ છે, અને પવિત્રાઈ તે બક્ષ છે, અને પવિત્રાઈ તે અનિવાર્ય પરાક્રમની એક જાત છે. પરંતુ આત્મિક પરાક્રમની વાસ્તવિક હકીકત આપણે કરી શકતા નથી. તેમાં અનેક સદ્‌ગુણોની સમાપ્તિ છે. જો આપણે કહીએ કે જે શખ્સમાં એવું પરાક્રમ છે તેનામાં "આત્માનાં ફળ" પ્રફુલ્લિત છે તો ચાલશે. જ્યારે એવો માણસ ઇસુ વિષે શાહેદી પુરે છે ત્યારે તે સાંભળનારનું મન હરણ કરે છે. તેની વાત અસરકારક થઈ પડે છે, અને તે સાંભળવાથી શ્રોતાજનોનું મન વિંધાઇ જાય છે, અને તેઓ કહેવા લાગે છે કે "અમે શું કરીએ?"

## પાપ વિષે ખાતરી આપનાર.

સદરહુ વાતો મુખ્યત્વે કરીને ખ્રીસ્તીઓને લાગુ પડે છે. પરંતુ જગતના લોકોને માટે પવિત્ર આત્મા ભગિરથ કામ કરે છે. "તે આવીને પાપ વિષે તથા ન્યાયીપણા વિષે તથા ન્યાય ઠરાવવા વિષે જગતને ખાતરી કરી આપશે," અથવા જગતને

એવી રીતે ખાતરી કરી આપશે કે તે પોતાને દોષિત ઠરાવશે. પાપ તે શું છે તે પવિત્ર આત્મા શિખવે છે. દેવની દસ આજ્ઞાઓ તોડવી અથવા ધર્મના અમુક સંસ્કારો કાયદાસર ન પાળવા તે પાપ છે એમ માણસ સ્વાભાવિક રીતે માને છે, પણ પવિત્ર આત્મા શિખવે છે કે મોટામાં મોટું પાપ અને સર્વ પાપનું મુળ તે અવિશ્વાસ છે. દેવ પર અને તેના દીકરા પર પ્રેમયુક્ત ભરોસો ન રાખવો તેજ પાપ છે, એવી ખાતરી કરી આપવાથી પવિત્ર આત્મા માણુસના મન ઉપર એવી અસર પાડે છે કે તે પોતાને ગુન્હેગાર ઠરાવે છે.

## ન્યાયીપણા વિષે ખાતરી આપનાર.

વળી ન્યાયીપણા વિષે જગતના લોકો એમ સમજે છે કે જો અમે અમુક કાયદાઓ પાળીએ અને ધર્મના બાહ્ય સંસ્કારો પાળીએ અને તેના વિધિ પ્રમાણે આચરીએ તો અમે ન્યાયી છીએ, પણ પવિત્ર આત્મા દર્શાવે છે કે ખ્રીસ્ત ન્યાયી ઠર્યો છે, અને તેના ન્યાયીપણાની ઉપર દેવે મહોર કીધી છે. તેનું ન્યાયીપણું કેવળ બાહ્યનું હતું એમ નહિ પણ તે અભ્યંતરનું હતું, તે માત્ર કૃત્યનું હતું એમ નહિ પણ તે હરેક ઇચ્છા તથા કલ્પના તથા મનોવિકારનું હતું. પવિત્ર આત્મા ન્યાયીપણા સંબંધી જગતને આ પ્રમાણે ખાતરી કરી આપે છે, અને તે ખાતરીને લીધે મનમાં એવી લાગણી ઉત્પન્ન થાય છે કે જગતનું માણુસ પોતાને ગુન્હેગાર ઠરાવે છે.

## ન્યાય ઠરાવવા વિષે ખાતરી આપનાર.

ન્યાય ઠરાવવા વિષે તે ખાતરી કરી આપે છે. જ્યારે ઇસુ મરણ પામ્યો ત્યારે ઘણાઓને એમ લાગ્યું કે ઇન્સાફ કરનાર કોઇ નથી, કેમકે "ન્યાયી નાશ પામે છે, ને કોઇ માણુસ ધ્યાનમાં લેતું નથી." પણ ત્રીજે દિવસે જ્યારે ઇસુ જીવતો થઇને ઉઠયો ત્યારે સાબિત થયું કે "આ જગતના અધિકારી-

ઓનો ન્યાય ઠરાવાયો છે.” ઈસુ જય પામ્યો અને તેઓ હારી ગયા. ન્યાયીપણાનો નાશ થયો ન હતો, તે ઉંઘમાં પણ પડેલું ન હતું. આ વાત પવિત્ર આત્મા જગતના લોકોને લાગુ પાડે છે. તે તેઓની આંખ આગળ દેવનું ન્યાયીપણું અને તેના ઈન્સાફનો દહાડો ખડાં કરે છે, અને તારણ પામવા સારૂ અમારે શું કરવું એવો વિચાર તેઓના મનમાં ઉપજાવે છે. એવાઓને તે નવો જન્મ આપે છે.

આ પ્રમાણે પવિત્ર આત્મા શિષ્યોને માટે અને જગતના લોકોને માટે પોતાનું અલૌકિક તથા કલ્યાણકારક કામ કરે છે.

---

## અભ્યાસપાઠ બારમો.

# ઇસુ પવિત્ર આત્મા વિષે શું શિખવે છે?

## તેના આવવા વિષે.

પવિત્ર આત્મા તે પરમેશ્વરનું એક અત્યુત્તમ કૃપાદાન છે. ઇસુએ કહ્યું કે, "તે તમને બીજો સંબોધક આપશે." "પવિત્ર આત્મા જેને બાપ મારે નામે મોકલી દેશે." ઇસુ પોતે પણ તે કૃપાદાન બક્ષવાના અધિકારનો હક ધરાવતો. તેણે કહ્યું કે, "તેને હું બાપની પાસેથી તમારી પાસે મોકલી દઇશ." આ ઉપરથી ત્રણ વાત નીકળી આવે છે. આ અત્યુત્તમ કૃપાદાન બાપના અધિકારમાં હતું. "તે બાપની પાસેથી નીકળે છે;" ઇસુએ બાપની વિનંતી કીધી કે તે પવિત્ર આત્માને મોકલે; અને તેથી તેને મોકલવાનો અધિકાર ઇસુને પણ મળ્યો. આ સંબંધમાં એક ચોથી અગત્યની વાત ઇસુના શિક્ષણમાં સ્પષ્ટ દેખાય છે. તે આ છે કે ઇસુના સ્વર્ગારોહણ તથા પવિત્ર આત્માના આગમન વચ્ચે કારણભૂત સંબંધ હતો. "જો હું જાઉં નહિ તો સંબોધક તમારી પાસે નહિ આવશે પણ જો હું જાઉં તો હું તેને તમારી પાસે મોકલી દઇશ." યોહા. ૭; ૩૭–૩૯ માં એ લખ્યું છે કે ઇસુએ ઘાંટો પાડીને કહ્યું કે, "જો કોઈ તરસ્યો હોય તો તે મારી પાસે આવીને પીએ......જે મારા પર વિશ્વાસ કરે છે તેના પેટમાંથી જીવતા પાણીની નદીઓ વહેશે." પ્રેરિત યોહાન આ શબ્દોનો ખુલાસો કરતાં કહે છે કે, "તેના પર વિશ્વાસ કરનારાઓને જે આત્મા આવવાનો હતો તેને વિષે તેણે એ કહ્યું હતું; કેમકે ઇસુ હજી મહિમાવાન કરાયો ન હતો, માટે પવિત્ર આત્મા હજી અપાયો ન હતો." આ શિક્ષણ સદરહુ વાતને ટેકો આપે છે, કે પવિત્ર આત્માના આગમનનો આધાર ઇસુના

સ્વર્ગારોહણ પર રહેલો હતો. ઇસુ આ પૃથ્વી ઉપર સદેહ હતો ત્યારે તેનું પોતાનું કામ કરવાને માટે, અને પોતાના લોકોને સહાય આપવાને માટે તે પવિત્ર આત્માથી ભરપૂર હતો, પરંતુ તેણે પોતાની દીનાવસ્થા છોડીને, જયનાદસહિત સ્વર્ગમાં પ્રવેશ કીધો, અને જગત થયા અગાઉ બાપની સાથે જે મહિમા તે ભોગવતો હતો તેથી તે ફરીથી મહિમાવાન થયો, ત્યાં સુધી તેણે પોતાના શિષ્યોને પવિત્ર આત્માથી ભરપુર કીધા નહિ. તે સર્વોત્તમ કૃપાદાન ઉપર તેને મળેલો અખત્યાર તે તેના સંપૂર્ણ જયનો બદલો હતો. પરમેશ્વર બાપે ઇસુના સંપૂર્ણ કીધેલા કામ ઉપર આ મુદ્રા કીધી. તે સદેહ હતો ત્યારે તેણે પોતાના શિષ્યોને પવિત્ર આત્માનું દાન "માપથી" બક્ષ્યો. "તેણે તેઓ પર શ્વાસ નાખ્યો, ને તેઓને કહ્યું કે તમે પવિત્ર આત્મા પામો." પરંતુ લુકના ઇતિહાસ ઉપરથી જણાય છે કે તે પ્રસંગે શિષ્યો પવિત્ર આત્માનું ભરપૂરપણું પામ્યા નહિ. ઇસુ સ્વર્ગમાં પ્રવેશ કરીને મહિમાવાન થયો ત્યાર પછી પચાસમે દિવસે "તેઓ સર્વ પવિત્ર આત્માથી ભરપૂર થયા." જયવંત પ્રભુ સ્વર્ગમાં ચઢયો ત્યારે તેણે પોતાના વચન પ્રમાણે બાપની વિનંતી કીધી, અને તેણે દાતારપણાથી આ શ્રેષ્ઠ કૃપાદાન પોતાના લોકો ઉપર રેડયું. તેનું જવું તેમને સારૂ ગુણકારી હતું.

## પવિત્ર આત્મા પામવા વિષે.

હવે પવિત્ર આત્મા પામવા વિષે ઇસુ શું શિખવે છે તે તરફ દૃષ્ટિ ફેરવીએ. લુક ૧૮; ૧૩માં ઇસુ કહે છે કે, તમે "ભુંડા છતાં તમારાં છોકરાંને સારાં દાન આપી જાણો છો તો આકાશમાંના બાપની પાસે જેઓ માગે, તેમને તે પવિત્ર આત્મા આપશે, તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?" "તે આપશે" (લુક ૧૮ ; ૧૩ ), "તે આપશે" ( યોહાન ૧૪ ; ૧૪ ), "બાપ મોકલી દેશે" (યો. ૧૫ ; ૧૬ ), "હું મોકલી દઇશ" (યો. ૧૬ ; ૭), "તમે...પામશો" (પ્રે. કૃ. ૧ ; ૫).

આ પ્રમાણે ઇસુ પવિત્ર આત્માના દાન વિષે બોલતો. જો તે તેને આપે છે તો આપણી ફરજ માત્ર તેને સ્વીકારવાની છે. જો તે તેને મોકલે છે તો ફક્ત તેનો આદરસત્કાર કરવો એ આપણું કામ છે. ઘણી વાર આપણે એક મોટી ભુલ ખાઇએ છીએ. પ્રાર્થના કરતી વેળાએ આપણે આગ્રહથી વિનંતી કરીએ છીએ કે, "હે પ્રભુ, તારો આત્મા આપ, તારો આત્મા રેડ, અમને પવિત્ર આત્માથી ભરપૂર કર," ઇત્ય. પરંતુ ઇસુ આપણા માગ્યા ઉપર નહિ પણ આપણા પામ્યા ઉપર વિશેષ ભાર મુકે છે. "દેવ, રેડ આત્મા" એ પ્રાર્થના ઠીક છે, પરંતુ "આવવાને દે" "હેયું ખોલી દઇ" આ વિનંતી ઘણી વાર વધારે બંધબેસતી છે. મહિમાવાન થએલો ઇસુ પોતાના લોકોને આ કૃપાદાન આપે છે. તેઓએ આભારસહિત તેનો અંગીકાર કરવો જોઇએ. અમથો લવારો કરવો નહિ, તેથી ઇસુનું અપમાન થાય છે. "ઇસુ બક્ષે છે, હું સ્વીકારૂં છું" એ નિયમ રાખવો; કેમકે આપણી લેવાની આતુરતા કરતાં તેની આપવાની આતુરતા અધિક છે.

## પવિત્ર આત્માનું માપ.

ઇસુ સંબંધી યોહાન લખે છે કે, "દેવ માપથી આત્મા નથી આપતો." આત્મિક જીવનના સંબંધમાં ઇસુએ કહ્યું કે, "તેઓને જીવન મળે ને તે પુષ્કળ મળે, માટે હું આવ્યો છું." જીવનમાં અને પુષ્કળ જીવનમાં ઘણો ફેર છે. માંદા અથવા તો મરણની અણી પર આવેલા માણસમાં જીવન છે, પરંતુ તેનામાં પુષ્કળ જીવન નથી. જેનામાં પુષ્કળ જીવન છે તેનામાં જીવનનું તેજ, જીવનની હોંસ અને જીવનનું બળ પ્રફુલ્લિત છે. હરેક ખ્રીસ્તીમાં પવિત્ર આત્મા ઓછોવધતો વાસો કરે છે. તેનાથી આપણે નવો જન્મ પામ્યા, અને આપણો હરેક સારો વિચાર તથા શુભેચ્છા તથા પવિત્ર મનોવિકાર તેની પ્રેરણાનુંજ પરિણામ છે; પણ ઘણે ભાગે તે આપણાં હૃદયોમાં સંકોચાએલો તથા દબાએલો રહે છે, તેથી આપણે તેનાથી ભરપૂર થતા નથી, અને

પુષ્કળ જીવનનો આનંદ ભોગવતા નથી. ઈસુનો મનોરથ તેથી જુદો છે. તેનો ઉદાર ઉદ્દેશ દર્શાવવાને માટે જે બે ચાર મુલ્યવાન વાક્યો તે બોલ્યો તે જોઈએ :—"જો કોઇ તરસ્યો હોય તો તે મારી પાસે આવીને પીએ......જે મારા પર વિશ્વાસ કરે છે તેના પેટમાંથી જીવતા પાણીની નદીઓ વહેશે." લુક ૨૪; ૪૯ માં ઇસુ કહે છે કે, "તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ ત્યાં સુધી શહેરમાં રહેજો." વળી પ્રે. કૃ. ૧; ૫ માં તે કહે છે કે, "તમે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામશો." "જીવતા પાણીની નદીઓ," "પરાક્રમે વેષ્ટિત," "બાપ્તિસ્મા," એવા વિસ્તારવાળા અર્થદર્શક શબ્દો વાપરવાથી ઈસુએ દર્શાવ્યું કે એની ઈચ્છા એવી હતી કે તેના લોકો પવિત્ર આત્માથી ભરપૂર થાય. પુષ્કળ જીવન આપવાને અને આપણી ઇચ્છા તૃપ્ત કરવાને તેનો બહોળો તથા દયાળુ હાથ ખોલેલો છે. જો આપણામાં પુષ્કળ જીવન ના હોય તો આપણે તેનામાં સંકોચિત થયા નથી, પણ પોતાના અંતઃકરણમાં સંકોચિત થયા છીએ. જે પ્રમાણમાં આપણે આપણું હૈયું ખોલીને પવિત્ર આત્માનો અંગીકાર કરીએ છીએ, તેજ પ્રમાણમાં તે આપણા અંતઃકરણમાં આવે છે, અને તેજ પ્રમાણમાં પ્રભુ ઈસુએ આપણા હકમાં કીધેલું કામ સફળ થાય છે, અને તે "પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇને સંતોષ પામશે."

આગલા પ્રકરણમાં આપણે જોઈ ચુકયા કે પવિત્ર આત્માનાં કામ કેવાં છે, માટે તે વિષે ફરીથી લખવાની જરૂર જણાતી નથી. પરંતુ જેઓના અંતઃકરણમાં પવિત્ર આત્મા વાસો કરે છે તેઓમાં અને તેઓવડે તે પોતાનાં અલૌકિક કામ કરે છે, એટલું લખવું અગત્યનું છે. આ વિષયને લગતું ઈસુના શિક્ષણનું રહસ્ય એક સોનેરી વાક્યમાં સમાય છે, તે આ છે કે, "હું તમને ખચિત ખચિત કહું છું કે હું જે કામો કરૂં છું તેજ મારા પર વિશ્વાસ કરનાર પણ કરશે, ને એ કરતાં પણ મોટાં કરશે, કેમકે હું બાપની પાસે જાઉં છું." ઈસુ બાપની પાસે ગયો છે. શું આપણે તેના કરતાં મોટાં કામ કરીએ છીએ?

અભ્યાસપાઠ તેરમો.

# પ્રાર્થના વિષે ઇસુ શું શિખવે છે?

ઉડવા વિષે પક્ષીઓ અને તરવા વિષે માછલીઓ વાદવિવાદ કરતાં નથી. ઉડવાથી અને તરવાથી તેઓ સાબિત કરે છે કે હવામાં પક્ષીથી ઉડાય અને પાણીમાં માછલીથી તરાય. પ્રાર્થના કરવા સંબંધી ઇસુ વાદવિવાદ કરતો ન હતો, અને તે વિષેનું સવિસ્તર વિવેચન તેણે કીધું નહિ. તેણે પોતે પ્રાર્થના કરવાથી શિખવ્યું કે માણસે પ્રાર્થના કરવી જોઇએ. તે ઉપરાંત તેણે ઘણીવાર પ્રાર્થના કરવા વિષે ઉત્તેજનદાયક ઉપદેશ કીધો. આ વિષયની પ્રસ્તાવના તરીકે આપણે ત્રણ વાત ઉપર લક્ષ લગાડીએ.

## (૧) ઇસુ પોતે પ્રાર્થના કરતો.

નાનપણથી તે પ્રાર્થના કરતો આવ્યો એમાં સંદેહ નથી. તે જાહેર રીતે ઉપદેશ કરવા લાગ્યો ત્યારે પ્રાર્થના કરવાની ટેવ તેને પડેલી હતી, અને પ્રાર્થના કરવામાં તે પ્રવિણ હતો. એવી માહિતી કોઇ માણસ વગર મહેનતે અને વગર મહાવરે મેળવી શકે એમ નથી. લુક જણાવે છે કે બાપ્તિસ્મા પામતી વેળાએ ઇસુ પ્રાર્થના કરતો હતો, એટલામાં આકાશ ઉઘડી ગયું, અને પવિત્ર આત્મા દેહરૂપે ખબુતરની પેઠે તેના પર ઉતર્યો. તે દિવસથી માંડીને તે તેના મરણની ઘડીપર્યંત આપણે તેના ટુંકા જીવનના ઇતિહાસમાં કેટલી વાર વાંચીએ છીએ કે તે પ્રાર્થના કરતો હતો!

માર્ક ૧; ૩૫.—"અને સવારે પ્હો ફાટતાં પહેલાં ઘણો વહેલો ઉઠીને તે બહાર ગયો; ને ઉજડ ઠેકાણે જઇને તેણે ત્યાં પ્રાર્થના કીધી."

લુક ૫; ૧૬.—"પણ પોતે એકાંતે જઇને પ્રાર્થના કીધી."

લુક ૬; ૧૨.—"અને તે દહાડાઓમાં એમ થયું કે તે નીકળીને પ્રાર્થના કરવા પહાડ પર ગયો; ને તેણે દેવની પ્રાર્થનામાં આખી રાત કાઢી."

લુક ૯; ૨૯.—"તે પીતર તથા યોહાન તથા યાકુબને તેડીને પ્રાર્થના કરવા સારૂ પહાડ પર ગયો, અને તે પ્રાર્થના કરતો હતો ત્યારે તેના ચહેરાનું સ્વરૂપ બદલાઈ ગયું."

માર્ક ૬; ૪૬.—"અને તેઓને વિદાય કરીને તે પહાડ પર પ્રાર્થના કરવા ગયો."

લુક ૧૧; ૧.—"અને એમ થયું કે તે એક ઠેકાણે પ્રાર્થના કરતો હતો, ને તે કરી ચુક્યા પછી તેના શિષ્યોમાંના એકે તેને કહ્યું કે...તું અમને શિખવ."

વળી લાઝરસની કબર આગળ તેણે પ્રાર્થના કીધી. પોતાનો મરણનો વખત પાસે આવ્યો છે તે જાણીને તેણે પ્રાર્થના કીધી. વાડીમાં તેણે ત્રણ વાર પ્રાર્થના કીધી. વધસ્તંભ ઉપર તેણે પ્રાર્થના કીધી. પ્રાર્થના કરતાં તેણે પોતાના કામનો આરંભ કીધો, અને પ્રાર્થના કરતાં તેણે પ્રાણ છોડયો. આ બધા ઉપરાંત બીજા દાખલાઓ પણ છે, અને તેણે યાચેલી પ્રાર્થનાઓ પણ સુવાર્તાઓમાં હાથ આવે છે. યાદ રાખવું કે ઇસુ પ્રાર્થના કરનાર હતો તે સિદ્ધાંત સાબિત કરવાને સુવાર્તાઓના લખનારાઓ ખાસ પ્રયત્ન કરતા ન હતા. તે અહોનિશ પ્રાર્થના કરતો હતો, માટે તેના ચરિત્રની હકીકતમાં આ બાબત ઉપર ઘણો ભાર મુકવામાં આવે તો તે નવાઇ જેવું નથી પણ સ્વાભાવિકજ છે.

## (૨) ઇસુ પ્રાર્થના કરવાનું કબુલ કરતો.

ઇસુ પોતે પ્રાર્થના કરતો એટલુંજ નહિ પણ બીજા લોકો પ્રાર્થના કરતા હશે, તે વાતનો સ્વીકાર તે કરતો. કોઇ માણસ પ્રાર્થના કરતો માલમ પડે તો તેથી ઇસુને નવાઇ લાગતી ન હતી. પ્રાર્થના તે માણસને સ્વાભાવિક છે એમ તે માનતો,

અને ઘણી વાર તે તે માન્યતાની રૂએ બોલતો, જેમકે, "જ્યારે તમે પ્રાર્થના કરો છો ત્યારે." તેઓ પ્રાર્થના કરતા હશે તે વિષે તેના મનમાં સંદેહ ન હતો. શું એમ લખ્યું નથી કે, "મારૂં ઘર સર્વ દેશનાઓને સારૂ પ્રાર્થનાનું ઘર કહેવાશે?" સર્વ દેશના લોકો પ્રાર્થના કરતા હશે તે વાત તેનાથી સ્વીકારેલી હતી. "બે માણસ પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક ફરોશી ને બીજો દાણી હતો." ફરોશી તથા દાણી એ ઉભય જો પ્રાર્થના કરે તો તેમાં તેને આશ્ચર્ય લાગતું ન હતું. સર્વને પ્રાર્થના કરવાની ગરજ હોય અને સર્વ પ્રાર્થના કરે એમ તે માનતો હતો.

## (૩) તેણે પ્રાર્થના કરવાનું ફરમાવ્યું.

ઇસુએ પ્રાર્થના કરવાની ગરજ તથા ટેવ કબુલ કીધી, એટલુંજ નહિ પણ તેણે વારંવાર પ્રાર્થના કરવાનું ફરમાવ્યું, અને તેના શિષ્યો પ્રાર્થના કરે તે માટે તેણે તેઓને ઉત્તેજન આપ્યું.

માત્થી ૬ ; ૫ :—"તમે આ રીતે પ્રાર્થના કરો."
,, ૯ ; ૩૮ :—"તમે ફસલના ધણીની પ્રાર્થના કરો."
,, ૧૮ ; ૧૯ :—"જો તમારામાંના બે કંઇ પણ વાત સંબંધી માગશે...તો તેઓને સારૂ તે કરાશે."
,, ૨૬ ; ૪૨ :—"જાગતા રહો અને પ્રાર્થના કરો."

આ સર્વ ઉપરાંત તેઓ આગ્રહથી તથા વિશ્વાસથી પ્રાર્થના કરે તે માટે-તેણે રોટલી ઉછીની લેવાને મધરાતે આવનાર મિત્રનું દૃષ્ટાંત, અને હઠથી દાદ માગનાર વિધવાની વાત, એવા ચિત્તાકર્ષક દાખલાઓ આપ્યા.

આ પ્રમાણે ઇસુ પોતે આપેલા નમુનાથી, પ્રાર્થના કરવાનું કબુલ કરવાથી, અને પોતાના ઉપદેશદ્વારાએ પ્રાર્થના કરતાં શિખવતો. હવે તેના નમુના અને તેના શિક્ષણ તરફ જોતાં આપણે પ્રાર્થના વિષે શું શીખી શકીએ છીએ?

## (૪) આપણે કોની પ્રાર્થના કરવી?

જુના કરારમાં કેટલાએક નામાંકિત ઈશ્વરભકતોએ યાચેલી પ્રાર્થનાઓ હાથ આવે છે. તેઓની તપાસ કરવાથી માલમ થાય છે કે તે ભકતો પ્રાર્થના કરતા હતા ત્યારે તેઓ "પ્રભુ," "આખી પૃથ્વીનો ન્યાયાધીશ," "યહોવાહ મારા બાપનો દેવ," "સૈન્યનો યહોવાહ," "પ્રભુ યહોવાહ," "યહોવાહ ઇસ્રાએલનો દેવ," "યહોવાહ મારો દેવ," "મારો દેવ," "કરાર તથા દયા રાખનાર, મહાન તથા ભયયોગ્ય દેવ" એવાં બુલન્દ નામ પરમેશ્વરને આપતા હતા. તેઓમાંના થોડાજ તેને બાપ કહેતા હતા, અને જ્યારે તેઓ તેને બાપ કહેતા હતા ત્યારે દેવ તથા માણસ વચ્ચે બાપ પુત્રનો પ્રેમમય સંબંધ છે તે દેખાડવાને તો નહિ પણ દેવ ઉત્પન્ન કરનાર અને ઇસ્રાએલને ખંડી લેનાર તથા દોરનાર છે તે તેઓ ઘણે ભાગે દર્શાવવા ચહાતા હતા. "શું તે તારો બાપ નથી? તેણે તને બનાવ્યો છે," "અને દેવ, હે યહોવાહ, અમારો બાપ તું છે, અમે માટી, ને તું અમારો ઘડનાર છે." ઇસુએ યાચેલી પ્રાર્થનાઓ જે સુવાર્તામાં મળે છે તેઓમાં સદરહુ બુલન્દ નામ જવલ્લેજ વપરાય છે, પણ તેને બદલે "ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના પ્રભુ," "ઓ બાપ," "ઓ યથાર્થી બાપ," "ઓ મારા બાપ" એવા ઉદ્‌ગારો વપરાય છે. તે પ્રાર્થનાઓ વાંચવાથી જણાય છે કે ઇસુ દેવને બાપ કહેતો હતો ત્યારે પરમેશ્વર મને ઉત્પન્ન કરનાર છે તે તે ખાસ કરીને દર્શાવતો નહોતો, પણ પરમેશ્વરનો મારી સાથે ગાઢો તથા પ્રેમમય સંબંધ છે તે દર્શાવતો હતો. "ઓ બાપ,...મારા બાપે મને સઘળું સોંપ્યું છે, ને બાપ વગર દીકરાને કોઇ જાણતો નથી, ને દીકરા વગર...બાપને કોઇ જાણતો નથી." વળી "ઓ બાપ, તેં મારૂં સાંભળ્યું છે એ હું જાણતો હતો." "ઓ યથાર્થી બાપ, જગતે તો તને જાણ્યો નથી; પણ મેં તને જાણ્યો છે." આ દાખલાઓ ઉપરથી જણાય છે કે જ્યારે ઇસુ પરમેશ્વરને બાપ કહેતો હતો ત્યારે પરમેશ્વર તથા પોતાની વચ્ચે

જે ગાઢો તથા પ્રેમમય સંબંધ હતો તે ઉપર તે ખાસ ભાર મુકતો હતો. તે પ્રાર્થના કરતો હતો ત્યારે તે પોતાના પ્રેમી બાપની સાથે વાતચિત કરતો હતો, અને તેની આગળ પોતાના હૃદયમાંની ગુપ્ત રાખેલી વાતો રેડતો હતો.

હવે માણુસે કોની પ્રાર્થના કરવી તે ઇસુ સ્પષ્ટ રીતે દર્શાવે છે. જેમ તે પોતે બાપની પ્રાર્થના કરતો, તેમ તેના શિક્ષણ મુજબ આપણે પણ બાપની પ્રાર્થના કરવી. "જ્યારે તું પ્રાર્થના કરે છે ત્યારે...ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર. માટે તમે આ રીતે પ્રાર્થના કરો :—ઓ આકાશમાંના અમારા બાપ." જેની પ્રાર્થના આપણે કરવી તે આપણો બાપ છે, માટે આપણે ઢોંગ વગર અને હિમ્મતથી તેની પાસે આવવું. તે આપણને ઓળખે છે, અને આપણું ભલું ચાહે છે. જે કંઇ આપણા ભલાને અર્થે છે તે તે પાછું રાખશે નહિ. તે આકાશમાંનો આપણો બાપ છે માટે તેની પાસે અખૂટ દ્રવ્ય છે. સર્વ તેનું છે, અને જે કંઇ તેનું છે તે પોતાનાં બાળકોને સારૂ છે.

ઇસુના શિક્ષણમાં બીજી એક અગત્યની વાત છે. તે આ પ્રમાણે છે; ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, "આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર મને અપાયો છે." વળી તેણે કહ્યું કે, "માણુસનો દીકરો મહિમાવાન થયો છે." તેણે બાપની વિનંતી કરીને કહ્યું કે, "ઓ બાપ, જગત થયા અગાઉ તારી સાથે જે મહિમા હું ભોગવતો હતો તેથી તું હમણાં પોતાની સાથે મને મહિમાવાન કર." બાપની પાસેથી આ પામેલો અધિકાર તથા મહિમા પોતાનો જાણીને તેણે કહ્યું કે, "જે કંઇ મારે નામે તમે માગશો તે હું કરીશ,......જો તમે મારે નામે કંઈ મારી પાસે માગશો તો તે હું કરીશ." આ ઉપરથી જણાય છે કે ઇસુ શિખવે છે કે આપણે તેની પણ પ્રાર્થના કરવી. "મારી પાસે માગશો તે હું કરીશ." તે હું કરાવીશ એમ નહિ, પણ હું કરીશ. "તે આપણો

હિતેચ્છુ મધ્યસ્થ છે એટલુંજ નહિ, પણ તે આપણો મહિમાવાન રાજા છે. તે દેવને જમણે હાથે બિરાજેલો છે અને તે આકાશના રાજ્યનો કારભારી છે." આપણે કોની પ્રાર્થના કરવી ? દયાળુ તથા પવિત્ર દેવ આપણા બાપની અને તેના વહાલા તથા મહિમાવાન પુત્ર આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની પ્રાર્થના કરવી જોઇએ.

---

અભ્યાસપાઠ ચૌદમો.

# પ્રાર્થના વિષે ઇસુ શું શિખવે છે? (ચાલુ)

## આપણે કેવી રીતે પ્રાર્થના કરવી?

કદાચ કોઈ કહેશે કે આ વિષય સંબંધી ખાસ શિક્ષણની જરૂર નથી, કારણ કે પ્રાર્થના કરવી એટલે માગવું, અને માગતાં તો સૌ કોઇને આવડે છે. પરંતુ આપણે કેવી રીતે પ્રાર્થના કરવી તે સંબંધી ઘણી અમુલ્ય વાતો ઇસુના શિક્ષણમાં મળે છે.

**(૧) નિષ્કપટપણાથી પ્રાર્થના કરવી.** ઢોંગીઓ ખોટા ઇરાદાથી પ્રાર્થના કરતા હતા. માણસો તેઓને જુએ અને તેઓના ભક્તિભાવનાં વખાણ કરે એ હેતુથી સભાસ્થાનોમાં તથા રસ્તાઓનાં નાકાં પર ઉભા રહીને પ્રાર્થના કરવાની તેઓની રીત હતી. પરમેશ્વરને માન આપવાને બદલે તેઓને પોતાને માન મળે એવા સ્વાર્થભરેલા અને અશુદ્ધ ઉદ્દેશથી તેઓ પ્રાર્થના કરતા હતા, તેથી ઇસુએ તેઓની પ્રતિકૂળ ટીકા કીધી અને પોતાના શિષ્યોને કહ્યું કે, "તમે પ્રાર્થના કરો છો ત્યારે ઢોંગીઓના જેવા ન થાઓ."

**(૨) એકાંતે પ્રાર્થના કરવી.** "તારી ઓરડીમાં પેસ, ને તારૂં બારણું બંધ કરીને ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર." આ બાબતમાં ઇસુએ પોતે શુભ નમુનો આપ્યો. ઘણીવાર આપણે તેના વિષે વાંચીએ છીએ કે તે પોતે આ પ્રમાણે કરતો. "સવારે પ્હો ફાટતાં પહેલાં ઘણો વહેલો ઉઠીને તે બહાર ગયો; ને ઉજડ ઠેકાણે જઇને તેણે ત્યાં પ્રાર્થના કીધી" (માર્ક ૧; ૩૫). "તે પ્રાર્થના કરવાને પહાડ પર એકાંતે ગયો" (માત્થી ૧૪; ૨૩). "તે નીકળીને પ્રાર્થના

કરવા પહાડ પર ગયો; ને તેણે દેવની પ્રાર્થનામાં આખી રાત કાઢી" (લુક ૬; ૧૨).

**(૩) એકઠાં થઇને એક ચિત્તથી પ્રાર્થના કરવી.** "હું તમને કહું છું કે જો પૃથ્વી પર તમારામાંના બે કંઈ પણ વાત સંબંધી એક ચિત્તના થઇને માગશો, તો મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે કરાશે, કેમકે જ્યાં બે અથવા ત્રણ મારે નામે એકઠા થએલા હોય ત્યાં તેઓની વચમાં હું છું" (માત્થી ૧૮; ૧૯).

**(૪) વિશ્વાસથી પ્રાર્થના કરવી.** "જે સર્વ તમે પ્રાર્થના કરતાં માગો છો, તે અમે પામ્યા છીએ, એવો વિશ્વાસ રાખો, તો તે તમને મળશે." આ સિદ્ધાંત તરફ શ્રોતાજનોનું આકર્ષણ કરવાને માટે ઇસુએ કેટલાએક મનોહર દાખલાઓ આપ્યા. તેને આધારે તેણે પોતાનાં પરાક્રમી કામ કીધાં. માગનારાઓને તેણે કહ્યું કે, "હું આ કરી શકું છું એવો વિશ્વાસ તમે કરો છો શું?" "તમારા વિશ્વાસ પ્રમાણે તમને થાઓ." "માત્ર વિશ્વાસ કર." જેઓએ વિશ્વાસ કીધો તેઓની પ્રાર્થના સાર્થક થઇ હતી, પણ જેઓએ વિશ્વાસ કીધો નહિ તેઓને સારૂ, "તેઓના અવિશ્વાસને લીધે" તેણે પોતાનું પરાક્રમ દેખાડયું નહિ. કનાની બાયડીના વિશ્વાસને લીધે તેણે તેની દીકરીને સાજી કીધી, "ઓ બાઇ, તારો વિશ્વાસ મોટો છે, જેવું તું ચાહે છે તેવું તને થાય." પક્ષઘાતીને, તેના મિત્રોના વિશ્વાસને લીધે, ઇસુએ કહ્યું કે, "દીકરા, તારાં પાપ તને માફ થયાં છે." આ પ્રમાણે વિશ્વાસયુક્ત પ્રાર્થનાઓ સાર્થક થઈ. પરંતુ આપણે વાંચીએ છીએ કે જ્યારે ઇસુ પોતાના દેશમાં આવ્યો, ત્યારે "તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યાં ઘણાં પરાક્રમી કામ ન કીધાં." સદરહુ સૂત્રની રૂએ ઇસુ પોતે દેવની પ્રાર્થના કરતો. લાજરસની કબર આગળ તેણે પ્રાર્થના કરતાં કહ્યું કે, "ઓ બાપ, તેં મારૂં સાંભળ્યું છે, માટે હું તારો ઉપકાર માનું છું, અને તું નિત્ય મારૂં સાંભળે છે,

એ હું જાણતો હતો." આ પ્રમાણે તેણે પ્રાર્થના કીધી ત્યાર પહેલાં, દેવ મારૂં સાંભળે છે, એવો તેનો દૃઢ વિશ્વાસ હતો.

**(૫) આગ્રહથી પ્રાર્થના કરવી.** આ અવશ્યની વાત સાંભળનારાઓના મનમાં ઠસાવવાને ઇસુએ એક જાણીતો દાખલો આપ્યો. "તમારામાંના કોઇને મિત્ર હોય, ને મધરાતે તે તેની પાસે જઇને તેને એવું કહે કે, મિત્ર, મને ત્રણ રોટલી ઉછીની આપ...તો શું તે માંહેથી ઉત્તર આપતાં એમ કહેશે કે મને તસ્દી ન દે...હું તમને કહું છું કે, તે તેનો મિત્ર છે, તેને લીધે તે ઉઠીને તેને આપે નહિ, તો પણ તેના આગ્રહને લીધે તે ઉઠશે ને જોઇએ તેટલી રોટલી તેને આપશે." આ ઉદાહરણ ચાલુ વિષયને લાગુ પાડવા સારૂ તેણે કહ્યું કે, "માગો ને તમને અપાશે." પ્રાર્થનાના સાફલ્યનો આધાર આગ્રહ ઉપર રહેલો છે. દાદ માગનાર વિધવાના દૃષ્ટાંત ઉપરથી આપણે એજ શિખામણ લેવી જોઇએ. તે આપણને શિખવે છે કે "સર્વદા પ્રાર્થના કરવી જોઇએ, ને કાયર થવું નહિ." ઇસુ પોતે આગ્રહથી પ્રાર્થના કરતો. "અને તેણે કષ્ટિત થઇને વિશેષ આગ્રહથી પ્રાર્થના કરી, ને તેનો પરસેવો ભોંય પર પડતાં લોહીનાં ટીપાં જેવો થયો." પોતાના આયુષ્યમાં તેણે એકજ વખત આ રીતે ઘણા આગ્રહથી પ્રાર્થના કીધી તે માનવું મુશ્કેલ છે, પરંતુ તે આગ્રહથી પ્રાર્થના કરતો તે ખાતરીપૂર્વક છે.

**(૬) ભ્રાતૃભાવથી પ્રાર્થના કરવી.** ગીતશાસ્ત્રમાં લખ્યું છે કે, "જો હું મારા હૃદયમાં ભુંડાઈ કરવાનો ઇરાદો રાખું તો પ્રભુ મારૂં સાંભળશે નહિ." સર્વ ભુંડાઇ એક કેન્દ્ર ઉપર લાવતાં ઇસુએ કહ્યું કે, "જ્યારે જ્યારે તમે પ્રાર્થના કરતાં ઉભા રહો છો ત્યારે ત્યારે જો કોઇ તમારો અપરાધી હોય તો તેને માફ કરો, એ માટે કે તમારો બાપ જે આકાશમાં છે તે પણ તમારા અપરાધો માફ કરે." તે પોતાના શિષ્યોને પ્રાર્થના કરતાં શિખવતો હતો ત્યારે તેણે કહ્યું કે આ પ્રમાણે

પ્રાર્થના કરો કે, "જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યાં છે, તેમ તું અમારાં ઋણો અમને માફ કર." અને તેણે ચોક્કસ રીતે દેખાડયું કે પ્રાર્થનાની સફળતાનો આધાર અપરાધીઓને માફી આપવા પર રહેલો છે. જો આપણા મનમાં વૈર કે દ્વેષભાવ વાસો કરતો હોય તો પરમેશ્વર આપણને ઇચ્છિત ઉત્તર દેશે નહિ, માટે ભ્રાતૃભાવથી પ્રાર્થના કરવી જોઇએ.

**(૭) આધીનતાથી પ્રાર્થના કરવી.** ઇસુની જીંદગીનો એક પ્રધાન સિદ્ધાંત આ હતો કે, "પોતાની ઇચ્છા નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છા પુરી કરવા ચાહું છું." દેવની ઇચ્છા પુરી કરવી તે તેના અવશ્યના ખોરાક કરતાં તેને વહાલું હતું. તેના છેલ્લાં દિવસોમાં તે બહુ ચહાતો હતો કે મરણનો "વાટકો" તેનાથી દૂર થાય, પરંતુ દેવની ઇચ્છાને વશ થઇને તેણે પ્રાર્થના કરતાં કહ્યું કે, "મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ." તે પોતાના શિષ્યોને પ્રાર્થના કરતાં શિખવતો ત્યારે તેણે કહ્યું કે આ પ્રમાણે પ્રાર્થના કરો કે, "તારી ઇચ્છા પુરી થાઓ." એક કોઢિયાએ તેને કહ્યું કે, "જો તારી ઇચ્છા હોય તો તું મને શુદ્ધ કરી કરી શકે છે. ઇસુએ ઉત્તર આપ્યો કે મારી ઇચ્છા છે, તું શુદ્ધ થા." તે માણસની ઇચ્છા ઇસુની ઇચ્છાને વશ થઇ હતી, માટે ઇસુએ કહ્યું કે, "મારી ઇચ્છા છે." ઝબદીના દીકરાઓએ તેની પાસે આવીને વિનંતી કીધી કે, "અમારી ઇચ્છા છે કે અમે જે કંઇ માગીએ તે તું અમારે વાસ્તે કરે." ઇસુએ તેમને ઉત્તર દીધો કે, "તમારી શી ઇચ્છા છે?" અને જ્યારે તે જણાયું હતું કે તેની ઇચ્છાને વશ થયાને બદલે તેઓની ઇચ્છા સ્વાર્થ અને અભિમાનને વશ થએલી હતી, ત્યારે તેણે તેમને કહ્યું કે, "તમે જે માગો છો તે તમે જાણતા નથી." તેમની પ્રાર્થના નિષ્ફળ ગઇ, કારણકે તેઓ ઇસુની ઇચ્છાને આધીન થએલા ન હતા.

**(૮) નમ્રતાથી પ્રાર્થના કરવી.** આ વાત શિખવવા સારૂ ઇસુ નીચે મુજબ એક દૃષ્ટાંત બોલ્યો કે, "બે માણસો પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક ફરોશી, ને બીજો દાણી હતો. ફરોશીએ ઉભા રહીને પોતાના મનમાં એ પ્રાર્થના કરી કે, ઓ દેવ, બીજા માણસોના જેવો જુલમી, અન્યાયી, વ્યભિચારી, અથવા આ દાણીના જેવો હું નથી,...માટે હું તારી ઉપકારસ્તુતિ કરૂં છું, ઇત્ય. પણ દાણીએ વેગળા ઉભા રહીને પોતાની આંખો પણ આકાશ તરફ ઉંચી કરવા ન ચાહતાં પોતાની છાતી કુટીને કહ્યું કે, ઓ દેવ, મજ પાપી પર દયા કર." આ દાખલો આપ્યા પછી ઈસુએ કહ્યું કે, "જે કોઈ પોતાને ઉંચો કરે છે તે નીચો કરાશે, ને જે પોતાને નીચો કરે છે તે ઉંચો કરાશે." ફરોશીએ અભિમાનથી ઠાઠ કીધો. દાણીએ લીન થઇને દેવની નરી દયા પર આધાર રાખતાં પ્રાર્થના કીધી. નમ્રતાથી પ્રાર્થના કરવી, કેમકે

"તેણે ભુખ્યાંઓને સારાં વાનાંથી તૃપ્ત કીધાં છે,
ને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢયા છે."

"જે પોતાની નેકી પોકારવાને પરમેશ્વર પાસે આવે છે તેને પોતાના સાદના ધ્વનિ સિવાય બીજો ઉત્તર જડતો નથી."

**(૯) પુત્રભાવથી પ્રાર્થના કરવી.** આગલા પ્રકરણમાં આપણે શીખી ગયા કે આપણે આકાશમાંના આપણા બાપની પ્રાર્થના કરવી. તે ઉપરથી જણાય છે કે આપણે હમેશાં પુત્રભાવથી પ્રાર્થના કરવી જોઇએ. દેવ આપણો બાપ છે. આપણે તેનાં વહાલાં બાળકો છીએ, માટે જેમ છોકરાં પોતાના બાપની પાસે હિમ્મતથી અને પ્રીતિથી આવે છે તેમ આપણે પરમેશ્વરની પાસે આવવું જોઇએ. ઇસુએ કહ્યું કે, "તમારા બાપની પ્રાર્થના કરો." જેમ ઇસુ તથા દેવની વચ્ચે પ્રેમનો ગાઢો અને અભેદ્ય સંબંધ હતો તેમ આપણે દેવની સાથે પ્રેમનો દૃઢ તથા અવિચળ સંબંધ રાખવો. તેના ઘરમાં આપણે ચાકરો કે પરોણા જેવા નથી પણ દીકરા દીકરીઓ

છીએ, માટે તેની સાથે વાત કરવાની છુટ છે; અને તેની સમક્ષતામાં રહેવાનો હક આપણને અપાએલો છે, તે છુટ અને તે હકનો ભોગવટો આપણે કરવો જોઇએ.

**(૧૦) ઇસુમાં રહીને પ્રાર્થના કરવી.** "જો તમે મારામાં રહો, ને મારી વાતો તમારામાં રહે, તો જે કંઇ તમે ચાહો તે માગો, ને તે તમને મળશે." ઇસુએ પોતે આ માર્મિક વાતોનો ખુલાસો કીધો. "જેમ હું મારા બાપની આજ્ઞાઓ પાળીને તેના પ્રેમમાં રહું છું, તેમ જો તમે મારી આજ્ઞાઓ પાળો તો તમે મારા પ્રેમમાં રહેશો." આજ્ઞા-પાલણ, આજ્ઞાંકિતપણું, તે પ્રાર્થનાને અનુકૂળ વાતાવરણ છે. જેઓ આજ્ઞાંકિત છે તેઓ મુસાની પેઠે દેવની સાથે મોઢેમોઢ વાત કરે છે; તેઓ દેવને જુએ છે. ઇસુમાં રહેવું તે અમુક વખતનું કૃત્ય અથવા આત્માનો એક ક્ષણિક અનુભવ છે એમ નહિ, તે એક જાતની કાયમ સ્થિતિ છે, તે આત્માની એક કાળજીથી પાડેલી અને એકનિષ્ઠાથી સાચવેલી ટેવ છે. ખ્રીસ્ત ઉપર મારો પુરો આધાર છે. ખ્રીસ્ત તે મારૂં જીવન છે, અને મને જીવવું તે ખ્રીસ્ત છે. ખ્રીસ્ત દ્રાક્ષવેલો છે, અને હું ડાળી છું; જેમ ડાળીમાં અને વેલામાં એકજ જીવન અને એકજ રસ છે તેમ ખ્રીસ્તમાં અને મારામાં એકજ આત્મિક જીવન છે. મારી આગળ મુકેલી નિશાણી તથા ઇનામ તે ખ્રીસ્ત છે, અને ખ્રીસ્તના પરાક્રમ પર આધાર રાખીને હું એકી નજરે તે નિશાની તરફ જોતાં ખ્રીસ્તને મેળવવાને આગળ વધું છું. જેઓ આ પ્રમાણે બોલી શકે છે તેઓ ખ્રીસ્તમાં રહે છે, અને તેઓની પ્રાર્થના સાર્થક થાય છે. જેમ આકાશમાં અગણિત તારાઓ સમાય છે તેમ પ્રાર્થના કરવાની સર્વ શરતોનો આ વાતમાં સમાવેશ થાય છે.

---

અભ્યાસપાઠ પંદરમો.

# શાની માગણી કરવી તે વિષે ઇસુ શું શિખવે છે?

ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે "જો તમે મારે નામે કંઇ મારી પાસે માગશો તો તે હું કરીશ." આ ઉપરથી જણાય છે કે તેણે તેઓને માગવાની છુટ આપી, અને તેઓ તેની પાસે છુટથી માગે એવો તેનો ઇરાદો હતો. તેના શિક્ષણ પ્રમાણે પ્રાર્થના તે એક મોટા ખજાનાની કુંચી છે. આપણે શું શું માગવું? તે સવાલનો વિગતવાર અને વિસ્તીર્ણ જવાબ ઇસુએ આપ્યો નહિ, પરંતુ તે વિષયને લગતી તે ઘણી વાત બોલ્યો, અને તેણે કેટલીએક વિશેષ અગત્યની માગણીઓ તરફ પોતાના શિષ્યોનું લક્ષ આકર્ષ્યું.

## (૧) દૈહિક વાનાં વિષે પ્રાર્થના કરવી જોઇએ.

ઇસુ આ દુનિયા પર રહેતો હતો ત્યારે તે ગરીબ લોકો મધ્યે વસ્યો, અને ઘણા લોકો અન્ન વસ્ત્રાદિ સંબંધી ચિન્તા કરે છે તે તે સારી પેઠે જાણતો હતો. તે પોતે ગરીબ અવસ્થામાં ઉછર્યો હતો, અને તેના શિષ્યો જેઓ પોતાનું સર્વસ્વ છોડી દઇને તેની પાછળ ગયા, તેઓ પણ સંસારી બાબતોમાં નિરાધાર જેવા હતા. આ બધાંને લીધે જો ઇસુ દૈહિક વાનાં વિષે બોલે તો એમાં નવાઇ જેવું કંઇ નથી. એવાં વાનાં વિષે તે બોલ્યો. તેણે કહ્યું કે, "જ્યારે તમે પ્રાર્થના કરો છો ત્યારે આ પ્રમાણે કહો કે, દિવસની અમારી રોટલી આજ અમને આપ." વળી તેણે કહ્યું કે, "અમે શું ખાઇશું, શું પીશું અથવા શું પહેરીશું તે સંબંધી ચિન્તા ન કરો, કારણ કે તમારો

આકાશમાંનો બાપ જાણે છે કે આ બધાંની તમને અગત્ય છે." જેઓ તેની પાસે માગે છે તેઓને તે સદરહુ અવસ્યનાં વાનાં આપે છે, અને તે ઉપરાંત ઘણાં સારાં વાનાં પણ બક્ષે છે. માટે દૈહિક વાનાં વિષે ચિન્તા કરવી તે વાસ્તવિક નથી, પરંતુ દેવની પાસે માગવું અને તેની અનહદ દયા પર ભરોસો રાખવો તે વધારે શોભતું છે. તે પક્ષીઓને ખવડાવે છે અને ખેતરનાં ફુલઝાડોને પહેરાવે છે, માટે તે પોતાના લોકોને અન્નથી તૃપ્ત કરશે અને શિયાળાની ટાઢથી તેઓનું આચ્છાદન કરશે.

કેટલાએક તંગીથી પીડાય છે, અને બીજા કેટલાએક ખાસ કરીને મંદવાડ અને રોગથી પીડાય છે. ઇસુ સદેહ હતો ત્યારે રોગથી પીડાતાં ઘણાં માણસોએ તેની વિનંતી કીધી કે તે તેમના ઉપર દયા કરી તેમને સાજા કરે. આંધળાઓએ તેની પ્રાર્થના કીધી, અને દેખતા થયા; અસાધ્ય રોગથી પીડિત કોઢિયાઓએ શુદ્ધ થવાને તેની વિનંતી કીધી, અને તેણે દયા કરી સ્પર્શથી તેઓને શુદ્ધ અને સુખી કીધા. તે પ્રમાણે કરવાથી તે આપણને શિખવે છે કે દૈહિક વાનાં સંબંધી પ્રાર્થના કરવી તે ઉચિત અને લાભકારક છે.

એક વખતે ઇસુ તથા તેના શિષ્યો હોડીમાં બેઠેલા હતા. થાકેલો ઇસુ ઉંઘમાં પડેલો હતો, એટલામાં સમુદ્રમાં એવું મોટું તોફાન થયું કે, હોડી મોજાંઓથી ઢંકાઇ ગઇ. શિષ્યો ધારતા હતા કે અમારો જાન જોખમમાં છે અને અણીનો વખત આવ્યો છે. તેઓ ઇસુની પાસે આવ્યા, અને તેને જગાડીને કહ્યું કે, "ઓ પ્રભુ, અમને બચાવ, અમે નાશ પામીએ છીએ." તેણે તેઓની પ્રાર્થના સાંભળી, અને ઉઠીને તેણે પવનને તથા સમુદ્રને ધમકાવ્યા; ને મહા શાન્તિ થઇ. આ દાખલાને મળતા બીજા દાખલાઓ પણ છે. તેઓ સાબિત કરે છે કે, પ્રભુ માણસના શરીરની ચિન્તા કરે છે, અને જ્યારે કંઇ પણ કારણને લીધે આપણો જાન જોખમમાં છે અથવા આપણને ઇજા થાય છે ત્યારે પ્રાર્થના કરવી તે વ્યાજબી અને ફાયદાકારક છે.

જ્યારે ઇસુ અને તેના ત્રણ માનીતા શિષ્યો વાડીમાં આવ્યા ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે, "મારો જીવ મરવા જેવો શોકાતુર છે." એવે સંકટને સમયે તેણે પ્રાર્થના કીધી. જે અવર્ણનિય કષ્ટ તેણે વાડીમાં ખમ્યું તેનો અર્થ આપણાથી સમજાય નહિ તેવો છે, પરંતુ તેનું શરીર એવા દુ:ખમય મરણથી આંચકો ખાતું હતું તેમાં સંદેહ નથી. શારીરિક વેદનાથી તે બીતો હતો ત્યારે તેણે દેવની પ્રાર્થના કીધી, અને દેવે તેને બળ અને ઉત્તેજન આપવા સારૂ એક દૂતને તેની પાસે મોકલ્યો. આ ઉપરથી પણ એવી શિખામણ મળે છે કે, દૈહિક બળ મેળવવાને આપણે પ્રાર્થના કરીએ તો પરમેશ્વર આપણી પ્રાર્થના સફળ કરશે.

(૨) આત્મિક વાનાં વિષે પ્રાર્થના કરવી જોઈએ.

ઇસુ શિખવતો કે માણસનો આત્મા તે સર્વ વાનાં કરતાં અતિ મુલ્યવાન છે. જો એમ હોય તો આપણે ખાસ કરીને આત્મિક બાબતો સંબંધી પ્રાર્થના કરવી જોઇએ. આત્માને શું અવશ્યનું છે તેનો જો આપણે વિચાર કરીએ તો માલમ પડશે કે, પાપની માફી તે અતિ અગત્યની છે; તે વગર આત્મિક જીવન નથી, અને તે વિના દેવની સાથે સંબંધ રખાયજ નહિ. હવે ઇસુએ કહ્યું કે આ પ્રમાણે પ્રાર્થના કરો કે, "તું અમારાં ઋણો અમને માફ કર," અને તેણે સ્પષ્ટ રીતે દર્શાવ્યું કે, આ માગણીની સાથે જે શરત જોડાએલી છે તે જો આપણે પાળીએ તો આપણો આકાશમાંનો બાપ આપણને ક્ષમા કરશે. આ વાત અતિશય મનોરંજક અને આનંદદાયક છે. જેની પ્રાપ્તિ કરવાને સારૂ અસંખ્ય માણસો અસહ્ય દેહકષ્ટ કરે છે, અને પુષ્કળ ધન ખરચે છે, તે માત્ર પ્રાર્થના કરવાથી પ્રાપ્ત થાય છે! પાપની માફી તે પરમેશ્વર તથા માણસની વચ્ચેની ભીંત પાડી નાખનાર છે. આપણે માથે જે ભારે બોજો રહેલો છે તે ઉતારવાનું મુખ્ય સાધન પાપની માફી છે. હમણાં તથા સર્વ-કાળ સુધી પરમેશ્વરની હજુરમાં રહેવાનો હક, અને તેના મંદિરમાં પહેરવાનો પોશાક પાપની માફી થવાથી આપણને

મળે છે, અને તે અમુલ્ય કૃપાદાન દેવ પ્રાર્થનાદ્વારાએ આપણને મફત બક્ષે છે.

હરેક માણસનું હૃદય તે એક યુદ્ધક્ષેત્ર જેવું છે. પાપની મારી મળે છે ત્યારે આત્મિક લડાઇ તરતજ બંધ નથી થતી. "આપણો વૈરી શેતાન ગાજનાર સિંહની પેઠે કોઇને ગળી જાય એમ શોધતો ફર્યા કરે છે." આપણે તેની સામે થવું જોઇએ, અને ઇસુના શિક્ષણ પ્રમાણે આપણે પ્રાર્થના કરવાથી તેના પંજામાંથી છુટકો પામીએ છીએ. તેણે કહ્યું કે આ રીતે પ્રાર્થના કરો કે, "અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર." શેતાન તે આપણા કરતાં બળવાન છે, પણ પ્રાર્થનાદ્વારાએ તેને હરાવી નાખવાને આપણને બળ મળે છે.

શેતાને ઘણીવાર ઇસુનું પરીક્ષણ કીધું, અને જ્યારે તે શોકાતુર થઇને વાડીમાં આવ્યો ત્યારે શેતાને તેનું પરીક્ષણ કીધું તે ખાતરીપૂર્વક છે, પરંતુ જેમ પહેલી લડાઇમાં ઇસુએ પવિત્ર શાસ્ત્ર વડે તેને હરાવ્યો તેમ આ છેલ્લી લડાઇમાં તેણે પ્રાર્થનાદ્વારાએ તેના ઉપર જીત મેળવી.

વાડીમાં જ્યારે ઇસુએ પોતાના ત્રણ શિષ્યોને ઉંઘતા દીઠા ત્યારે તેણે તેઓને જગાડીને કહ્યું કે, "તમે જાગતા રહો ને પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમાં ન આવો." વળી તેણે પીતરને કહ્યું કે, "મેં તારે સારૂ વિનંતી કીધી કે તારો વિશ્વાસ ખુટે નહિ." આ સર્વ ઉદાહરણો ઉપરથી આ સિદ્ધાંત નીકળે છે કે આપણી આત્મિક લડાઇમાં જો આપણે જીત મેળવવા ચાહીએ છીએ તો પ્રાર્થના કરવી જોઇએ.

હરેક ખ્રીસ્તી સદ્‌ગુણસંપન્ન થાય એવું ઇસુ ચાહે છે. તેણે કહ્યું કે, "જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ થાઓ." આપણને સંપૂર્ણ કરવા સારૂ એક કૃપાદાનની ખાસ જરૂર છે, એટલે કે પવિત્ર આત્મા. તે પવિત્રાઇનો આત્મા છે, અને જેના હૃદયમાં તે વાસો કરે છે

તે માણસમાં દરેક સદ્ગુણ વહેલોમોડો દિપે છે. સંપૂર્ણ થવાનો આધાર પવિત્ર આત્માને પ્રાપ્ત કરવા ઉપર રહેલો છે, અને ઇસુ શિખવતો કે, "જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંને સારાં દાન આપી જાણો છો, તો આકાશમાંના બાપની પાસેથી જેઓ માગે તેમને તે પવિત્ર આત્મા આપશે તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?" જે કૃપાદાન ઉપર આપણી આત્મિક વૃદ્ધિનો આધાર રહેલો છે તે પ્રાર્થનાદ્વારાએ પ્રાપ્ત થાય છે, માટે તેની પ્રાપ્તિને સારૂ આપણે પ્રાર્થના કરવી.

### (૩) દેવના રાજ્યને સારૂ પ્રાર્થના કરવી.

દેવનું કે આકાશનું રાજ્ય સ્થાપવા સારૂ ઇસુ આવ્યો, ને રોજ રોજ તે રાજ્ય વિષે બોલતો. તેની સ્થાપના અને તેનો વિસ્તાર કરવાને અર્થે તેણે પોતાનું અર્પણ કીધું, અને એજ હેતુ પાર પાડવાને માટે તેણે પોતાના શિષ્યોને નિમીને તેઓને રાજ્યની સુવાર્તા પ્રગટ કરવા મોકલ્યા. તેણે પોતાના શિષ્યોને કહ્યું કે આ પ્રમાણે પ્રાર્થના કરો કે, "તારૂં રાજ્ય આવો, જેમ આકાશમાં તેમ પૃથ્વી ઉપર તારી ઇચ્છા પુરી થાઓ." જેઓ તે રાજ્યના વાવટા તળે હજી આવ્યા નથી તેઓની દયામણી દશા જોઇને ઈસુને દયા આવી અને તેણે કહ્યું કે, "ફસલ પુષ્કળ છે ખરી, પણ મજુરો થોડા છે. એ માટે તમે ફસલના ધણીની પ્રાર્થના કરો કે તે પોતાની ફસલને સારૂ મજુરો મોકલે." તેથી આપણે શીખીએ છીએ કે દેવના રાજ્યની સ્થાપના અને તેના વિસ્તારને સારૂ પ્રાર્થના કરવી તે આપણી ફરજ છે. તેમ કરવાથી પ્રભુની વાત વેગે ચાલે છે, ને મહિમાવાન થાય છે.

### (૪) આપણે બીજાઓને સારૂ મધ્યસ્થી કરવી જોઇએ.

આ બાબતમાં ઇસુએ પોતે શુભ નમુનો આપ્યો. ઉપર જણાવ્યા પ્રમાણે તેણે પીતરના હકમાં વિનંતી કીધી કે તેનો

વિશ્વાસ ન ખુટે. વળી તે સ્વર્ગે ગયો ત્યાર પહેલાં તેણે પોતાના સર્વ શિષ્યોને સારૂ પ્રાર્થના કીધી, અને એકલા તેઓને સારૂ નહિ, પણ તેઓની વાતથી તેના પર જે વિશ્વાસ કરે તેઓને સારૂ પણ તેણે મધ્યસ્થી કીધી. હેબ્રીઓને પત્રમાં તેના સંબંધી લખ્યું છે કે "આપણે સારૂ મધ્યસ્થી કરવાને તે સદા જીવતો રહે છે." જો આપણે તેના અનુસરનારાઓ હોઈએ, તો આપણે પણ બીજા લોકોના હકમાં પ્રાર્થના કર્યા કરીશું.

જ્યારે આપણે ઇસુનાં પરાક્રમી કામો તરફ નજર ફેરવીએ છીએ ત્યારે જણાય છે કે તેમના મિત્રોની વિનંતીને લીધે તેણે ઘણાં માણસોને સાજાં કીધાં. જમાદારે પોતાના ચાકરના હકમાં પ્રાર્થના કીધી અને ઇસુએ તેને સાજો કીધો. પક્ષઘાતીના મિત્રો તેને ઇસુ પાસે લાવ્યા, અને તેઓના વિશ્વાસને લીધે તેણે તેને સાજો કીધો. કનાની બાયડીએ પોતાની દીકરીના હકમાં આગ્રહ કીધો, અને તેની પ્રાર્થના સાર્થક થઇ. એવા અનેક દાખલાઓ છે, અને તેઓમાંના હરેક ઉપરથી આ સુત્ર નીકળે છે કે જ્યારે આપણે બીજાઓને સારૂ વિશ્વાસયુક્ત પ્રાર્થના કરીએ છીએ ત્યારે દેવ આપણી પ્રાર્થના સ્વીકારે છે, અને તેને લીધે તેઓને આશીર્વાદ દે છે. બીજાઓનું ભલું કરવાને પ્રાર્થના તે એક અમુલ્ય તથા અચુક સાધન છે, માટે ઇસુના શિક્ષણ અને તેણે આપેલા નમુના મુજબ બીજાઓને સારૂ પ્રાર્થના કરવી જોઈએ.

આપણે એકલા આપણા મિત્રો અને સગાંસ્નેહીઓને સારૂ પ્રાર્થના કરવી, એ પ્રમાણે ઇસુ શિખવે છે તેમ નથી પરંતુ તેનું શિક્ષણ આ છે કે, "જે તમને સતાવે છે ને તમારી પુઠે લાગે છે તેઓને સારૂ પ્રાર્થના કરો." તેણે પોતે આ પ્રમાણે કીધું. જ્યારે તે વધસ્તંભ ઉપર અસહ્ય દુઃખ વેઠતો હતો ત્યારે જેઓ તેને મારી નાખતા હતા તેઓના હકમાં તેણે વિનંતી કીધી કે, "હે બાપ, તેઓને માફ કર, કેમકે જે તેઓ કરે તે તેઓ જાણતા નથી."

આપણે શાની માગણી કરવી, તે સવાલના જવાબનો આધાર આપણી ગરજ ઉપર રહેલો છે. માણુસે હમેશાં પ્રાર્થના કરવી; જેમ પાઉલ કહે છે તેમ. "કશાની ચિન્તા ન કરો, પણ સર્વ વિષે પ્રાર્થના તથા વિનંતીઓ વડે ઉપકારસ્તુતિ સહિત તમારી અરજીઓ દેવને જણાવો." પરંતુ પ્રાર્થના કરવી એટલે પરમેશ્વર પાસે કંઇ માગવું તે મોટી અને નુકશાનકારક ભુલ તરફ વાંચનારનું લક્ષ ફરીથી ખેંચવું ઘટિત લાગે છે. પ્રાર્થના એટલે શું? તે સવાલનો યથાયોગ્ય જવાબ જે કોઇ આપવા ચાહે છે, તો તેણે ઇસુએ આપેલી પ્રાર્થનાનો અભ્યાસ કરવો. તેણે કીધેલી કેટલીએક પ્રાર્થનાઓ કોઇ પણ મનુષ્ય કરી શકે એવું નથી. પણ તે વાતો પડતી મુકીને આપણે જોઇએ છીએ કે પ્રાર્થનાદ્વારાએ તે દેવની ઉપકારસ્તુતિ કરતો, દેવને માન આપતો, દેવનો મહિમા શોધતો, દેવની ઇચ્છાને આધીન થતો, અને તે ખાસ કરીને પરમેશ્વરની સાથે પ્રેમથી વાતો કરતો; મારો બાપ અને હું એક જીવનના, એક હેતુના, અને એક ઇચ્છાના છીએ તે તે દર્શાવતો. આ દુનિયામાં ઇસુ એક સુંદર વૃક્ષના જેવો હતો, કે જે પોતાનું ફળ પોતાની ઋતુએ આપે છે અને જેનું પાંદડું પણ ચિમળાતું નથી. તેના સૌંદર્ય અને તેના સાફલ્યનું કારણ પ્રાર્થનામાં મળે છે. દેવની સંગતમાં રહેવાથી તેનો આત્મા પળે પળે સિંચાયો હતો.

દેવની સંગતમાં રહેવું તે પ્રાર્થનાનું શિખર છે, અને જેઓ ઇસુની પેઠ તે શિખરે પહોંચે છે તેઓ ખરૂં જેતાં પ્રાર્થના કરે છે.

---

## અભ્યાસપાઠ સોળમો.

# સેવા કરવા વિષે ઇસુ શું શિખવે છે?

"જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ થશો." ઇસુના શિક્ષણ મુજબ માણસના ઉદ્દેશનો સમાવેશ આ શબ્દોમાં થાય છે. પરમેશ્વરનું એક ખાસ લક્ષણ આ છે કે તે સૌની સેવા કરે છે. તે પ્રાણી માત્રનું રક્ષણ તથા પાળણપોષણ કરે છે. સર્વનો આધાર તેના ઉપર રહેલો છે, અને તે સર્વનું હિત સર્વથા અને સર્વદા સાધે છે. જે કોઇ તેના જેવા થવા ચાહે છે તેણે પણ મનુષ્ય માત્રનું ભલું તાકવું જોઇએ.

આપણે એક બીજાની સેવા કરવી તે સિદ્ધાન્તનો ઇસુ પોતે એક પ્રત્યક્ષ દાખલો હતો. જેમ પાઉલે લખ્યું તેમ "તેણે દેવના રૂપમાં છતાં, દેવને સમાન હોવું એ પકડી રાખવાનું ચાહ્યું નહિ, પણ તેણે દાસનું રૂપ લઇને...પોતાને ખાલી કર્યો." તે આ દુનિયામાં રહ્યો હતો તે દરમિયાન "તે ભલું કરતો તથા શેતાનથી જે પીડાતાં હતાં તેઓ સઘળાંને સાજાં કરતો ફર્યો." તેણે પોતે કહ્યું કે, "સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને" માણસનો દીકરો આવ્યો. સેવા કરવાને તેણે પોતાનું સર્વસ્વ અર્પણ કીધું, અને સેવા બજાવતાં તેણે પોતાનો પ્રાણ આપ્યો. તેના જેવો માણસનો એવો બીજો કોઈ પણ હિતેચ્છુ મિત્ર કદી ન હતો. જેઓ તેને અનુસરે છે તેઓ પણ સેવા બજાવતાં પોતાની જીંદગી ગુજારશે.

ઇસુએ ઉપદેશ કરતાં પોતાના શિષ્યોને સેવા કરવાનું ફરમાવ્યું. જ્યારે દસ પ્રેરિતોએ ઝબદીના દીકરાઓની લોભી તથા અભિમાનભરેલી માગણી સાંભળી ત્યારે તેઓ તેમના ઉપર ગુસ્સે થયા. તે પ્રસંગે ઇસુએ તેઓને એવી શિખામણ

આપી કે, "જે કોઇ મોટો થવા ચાહે છે તે તમારો સેવક થાય; અને જે કોઇ મુખ્ય થવા ચાહે છે તે તમારો દાસ થાય." વળી, જ્યારે તેણે પોતાના શિષ્યોના પગ ધોયા ત્યારે તેણે તેઓને કહ્યું કે, "તમારે એક બીજાના પગ ધોવા જોઇએ." તે વાતનું રહસ્ય આ છે કે, એક બીજાની સેવા કરો. સેવા બજાવવાને બાપે ઇસુને મોકલ્યોં તે કબુલ છે, અને તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, "જેમ બાપે મને મોકલ્યો છે તેમ હું તમને પણ મોકલું છું." સેવા બજાવવાને તેણે તેઓને મોકલ્યા છે, અને તેજ કામ કરવાને તેણે તેઓને અનેક કૃપાદાનો વડે લાયક કીધા.

**(૧) આપણે કોની સેવા કરવી જોઇએ?** ઇસુ પોતાના શિષ્યોને શિખવતો કે તેઓ એક બીજાઓની સહાય કરે. આ સંબંધી તેણે તેઓની આગળ સારો દાખલો મુકયો. તે પોતે પોતાના મિત્રોની સેવા કર્યા કરતો. તેણે બાર શિષ્યોના પગ ધોયા અને તે પ્રમાણે કરવાથી તેણે દર્શાવ્યું કે તેમના ઉપર તેનું હેત કેટલું બધું હતું. તે અજાયબ જેવું કૃત્ય તેની હમેશની સેવાની પ્રત્યક્ષ અને ચિતાકર્ષક નિશાણી હતી. તે તેઓનો પાળક હતો, અને જેમ ઘેટાંપાળક પોતાનાં ઘેટાંને સાચવે છે, અને તેઓને લીલાં બીડમાં સુવાડે છે, તથા શાંત પાણીની પાસે તેમને દોરી જાય છે, તેમ ઇસુ પોતાના વહાલા શિષ્યોને દોરી જતો. તેના પ્રિય મિત્રો મરિયમ તથા માર્થા અને તેમના ભાઈ લાજરસ ઉપર તે પ્રેમ રાખતો, અને તેણે એક ચમત્કારસહિત તેઓની સેવા કીધી. પોતાની મા મરિયમ ઉપર તે હેત રાખતો માટે જ્યારે તે વધસ્તંભ ઉપર અસહ્ય દુઃખ વેઠતો હતો ત્યારે તેણે તેને સંભારી, અને તેને માટે સારો બંદોબસ્ત કીધો. જેઓની સાથે તે ખાસ નિકટનો સંબંધ રાખતો તેમની તેણે સેવા કીધી, અને તેણે પોતાના શિષ્યોને ફરમાવ્યું કે તેઓ પણ તેજ પ્રમાણે એક બીજા ઉપર પ્રીતિ કરે. શિષ્યે શિષ્યની સેવા બજાવવી જોઇએ.

જ્યારે ઇસુ ઉપદેશ કરતો હતો ત્યારે તેણે પહેલવહેલાં પોતાના કુળના અને પોતાના દેશના લોકોને ઉપદેશ કીધો, અને તેઓના હકમાં પરાક્રમી કામ કીધાં. તેથી જ્યારે કનાની બાયડીએ બૂમ પાડતાં તેને કહ્યું કે, "ઓ પ્રભુ, દાઉદના દીકરા, મારા પર દયા કર" ઇત્યાદિ, ત્યારે તેણે પહેલવહેલાં કશો જવાબ આપ્યો નહિ. તેણીએ આગ્રહથી વિનંતી કીધી ત્યારે તેણે ઉત્તર દીધો કે, "છોકરાંની રોટલી લઇને કુતરાંને નાખવી વાજબી નથી." તે કબુલ કરતો કે મારા પોતાના કુળના લોકોની આગળ સુવાર્તા પ્રગટ કરવી અને તેઓની સેવા બજાવવી તે મારી પ્રથમ ફરજ છે. આ નિયમની રૂએ પોતાના શિષ્યોને ઉપદેશ કરવા તથા પરાક્રમી કામ કરવા મોકલતાં તેણે તેઓને ફરમાવ્યું કે "તમે વિદેશીઓને માર્ગે ન જાઓ, ને સમારીઓના કોઇ નગરમાં ન પેસો; પણ તે કરતાં ઇસ્રાએલના ઘરનાં ખોવાએલાં ઘેટાંની પાસે જાઓ." આ પ્રમાણે ઇસુ શિખવતો કે આપણે આપણા પોતાના ઘરના, આપણી પોતાની કોમના, અને આપણા પોતાના દેશના લોકોની સેવા બજાવવી જોઇએ. જેમ ઇસુ યરૂશાલેમ ઉપર હેત રાખતો અને તેના લોકોની દુર્દશા જોઇને રડ્યો, અને જેમ પાઉલને પોતાના ભાઇઓને બદલે, પોતે શાપિત થાય એવી જાણે કે ઇચ્છા થતી હતી, તેમજ આપણે પ્રેમથી આપણા દેશના લોકોની સેવા કરવી જોઇએ. ખરી દેશભક્તિ આજ છે.

ઇસુ એકલા પોતાના મિત્રો ઉપર પ્રેમ રાખતો અને તેમની સેવા કરતો એમ નહિ. તેણે આખરે કનાની બાયડીની વિનંતિ સાંભળી અને તેની અરજી સ્વીકારી. તે સાર્વજનિક સેવા કરતો. ભલા સમરૂનીના દૃષ્ટાંત ઉપરથી આપણે એવી શિખામણ લેવી જોઇએ કે, જે કોઇ ગરજદાર છે તેને આપણે મદદ કરવી જોઇએ. તે આપણી કોમનું અથવા આપણા દેશનું માણસ હોય અથવા પરદેશનું હોય તેની કંઈ ફીકર નથી, પણ તેને ગરજ હોય તો તેને કુમક આપવી એવી આપણી ફરજ

છે. જ્યારે ઇસુએ પોતાના શિષ્યોને છેલ્લી આજ્ઞા કીધી ત્યારે તેણે તેઓને સર્વ દેશનાઓને શિષ્ય કરવાનું ફરમાવ્યું. માટે હરેક ખ્રીસ્તીએ પોતાના મિત્રોની સેવા કરવી એટલુંજ નહિ, પરંતુ સાર્વજનિક સેવા બજાવવાની ફરજ તેને માથે મુકેલી છે.

(૨) **આપણે કેવી સેવા કરવી?**—આ બાબતમાં પણ ઇસુએ આપણને નમુનો આપ્યો છે, અને આપણે તેનાં પગલાંમાં ચાલવું જોઇએ. જ્યારે આપણે ઇસુનાં કામ તપાસીએ છીએ ત્યારે જણાય છે કે તેણે આત્મિક બાબતમાં તેમજ દૈહિક બાબતોમાં પોતાના જમાનાના લોકોને આભારી કીધા. રાજ્યની સુવાર્તા પ્રગટ કરવાને તે આવ્યો હતો, તેણે ખોવાએલાંની શોધ કીધી; તેણે પાપીઓની સાથે સંબંધ રાખ્યો, અને તેઓને તેમનાં પાપથી ઉગારવાને તે પ્રયત્ન કરતો. અનંતજીવન વિષે તે હમેશાં વાત કરતો, અને જેઓએ તેનું સાંભળ્યું તેઓ સર્વ અનંતજીવન પામે એવી તેની અભિલાષા હતી. પોતાના શિષ્યોને મોકલતાં તેણે તેઓને કહ્યું કે, "તમે જતાં જતાં એમ પ્રસિદ્ધ કરો કે, આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." તેણે કહ્યું કે કોઈ પાપી માણસ પસ્તાવો કરે ત્યારે આકાશમાં તેને લીધે હર્ષ થાય છે. આ પ્રમાણે તે નરી આત્મિક બાબતો ઉપર ભાર મુકતો, અને હરેક માણસ તારણ પામે એ ઉદ્દેશ પુરો કરવા સારૂ તેણે જીંદગી પર્યંત અહોનિશ મહેનત કીધી, અને તે મનોરથ પાર પાડવા સારૂ પ્રાણ પણ છોડયો. આ તેના પ્રધાન ઉદ્દેશને લગતા બીજા તેથી ઉતરતા ઉદ્દેશો પણ હતા. તેના જાહેરાત કામનો આરંભ કરતાં તેણે સભાસ્થાનમાં જણાવ્યું કે "બંદીવાનોનો છુટકો, તથા આંધળાઓને દૃષ્ટિ પામવા જાહેર કરવા, ઘાયલ થએલાઓને છોડાવવા...તેણે મને મોકલ્યો છે." આ કાર્યક્રમ પ્રમાણે તે ત્રણ વર્ષ સુધી કામ કરતો. તેણે આંધળાઓને દેખતા કીધા, ભુખ્યાઓને ખવડાવ્યું, માંદાઓને સાજાં કીધાં, દુઃખિતોને દિલાસો દીધો, અને માણસના માનસિક તેમજ દૈહિક સુખ

વધારવાને પ્રયાસો કીધા. તેણે પોતાના શિષ્યોને કહ્યું હતું કે "માંદાઓને સાજાં કરો, રક્તપિત્તીને શુદ્ધ કરો, મુએલાંઓને ઉઠાડો, ભુતોને કાઢો." આ ઉપરથી જણાય છે કે આપણે કેવી અને કેવી રીતે સેવા બજાવવી જોઇએ. સુવાર્તા પ્રગટ કરવી, "શિષ્યો કરવા," તે આપણો ખાસ ઉદ્દેશ છે, પરંતુ તે ઉદ્દેશ પુરો પાડતાં આપણે ઇસુને અનુસરીને અને તેનો ફરમાન માથે લઇને માણુસની માનસિક અને દૈહિક સ્તિતિ સુધારવાની કોશીશ કરવી. ઇસુએ આપણે સારૂ તૈયાર કીધેલા કાર્યક્રમ મુજબ આપણે રોગથી પીડાતા લોકોને દવા આપવી, દુકાળથી ભુખ્યાં તથા રઝળતાં માણુસોને ખોરાક તથા આશ્રય આપવા, દુઃખ અને આફતમાં સપડાએલાંઓને દિલાસો દેવો, અને તુચ્છકારેલાંઓને ઉચકવાને પ્રયત્ન કરવો. વળી તે ઉપરાંત જેઓ આપણી વિરૂદ્ધ નુકસાનકારક યોજના રચે છે તેઓની સેવા પણ કરવી, અને પ્રેમયુકત સેવાથી તેમનું આકર્ષણ કરવું. ઇસુ જાણતો હતો કે માણુસ તે એક નર્યો આત્મા છે એમ નહિ, પણ તે સદેહ આત્મા છે, અને જો કે તેનો આધાર એકલા અન્ન અને વસ્ત્ર ઉપર રહેલો નથી, તોપણુ તેને અન્ન અને વસ્ત્રની જરૂર છે. જેઓ સુવાર્તા પ્રગટ કરે છે તેઓ માણુસની સેવા બજાવે છે; જેઓ માણુસની આર્થિક સ્થિતિ સુધારવાને મથે છે તેઓ પણુ સેવા કરે છે અને ઈસુને અનુસરે છે. ખ્રીસ્તની સુવાર્તા તે માત્ર આપણા આત્માને સારૂ છે એમ નહિ, તે આપણે સારૂ છે, અને જ્યારે સુવાર્તિક ધર્મબોધ કરે છે, અને તે ઉપરાંત માંદાઓની સારવાર કરે છે, અભણોને શિખવે છે, દેવાદારોને છોડાવે છે, ખેતીવાડી સુધારે છે, અને ગરીબોને સારૂ સગવડવાળાં ઘર બાંધે છે ત્યારે પણુ તેઓ પોતાના તારનારનાં પગલાંમાં ચાલે છે. હાલ આ દેશમાં એવા સેવકોની ખાસ અગત્ય છે.

(૩) **સેવા કરવાની લાયકી.**—માર્ક જણાવે છે કે ઇસુએ બાર શિષ્યોને પસંદ કીધા અને ઠરાવ્યા "એ માટે કે,

તેઓ તેની સાથે રહે, અને તે તેમને ઉપદેશ કરવા મોકલે." તેણે તેમને મોકલ્યા ત્યાર પહેલાં તેણે તેઓને અધિકાર આપ્યો, અને કૃપાદાનો પણ બક્ષ્યાં. પોતાના બાપની પાસે પાછા જતી વેળાએ તેણે તેઓને ફરમાવ્યું કે, "તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ ત્યાં સુધી શહેરમાં રહો." ઇસુની સાથે રહેવાથી અને પવિત્ર આત્મા પામવાથી તેઓ સેવા બજાવવાને લાયક થયા. જો આપણે સારી રીતે સેવા કરવા ચહાતા હોઇએ તો આપણે પણ તેની સંગતમાં રહેવું, તેની દૃષ્ટિએ જોવું અને પવિત્ર આત્માનો અંગીકાર કરી તેનું માનવું. તે ઉપરાંત, કહેવત પ્રમાણે "કામ કામને શિખવે છે," તે નિયમને આધારે વર્તીએ તો સેવા કરવાને લાયક, તૈયાર અને હોંસીલા થઇશું.

(૪) સેવા બજાવવાનો બદલો. સેવા બજાવવાથી ઘણો લાભ થાય છે. જેઓની સેવા કરીએ છીએ તેઓને ફાયદો થાય છે, અને જેઓ સેવા કરે છે તેઓને પણ લાભ મળે છે. સેવા તે આત્માની કસરત છે, અને જેમ શરીર કસરત કરવાથી મજબુત અને તાજું થાય છે, તેમ સેવા કરવાથી આત્માનું બળ વધે છે અને આત્મા તાજો થાય છે. જો આપણે કહીએ કે આત્મિક વૃદ્ધિનો આધાર સેવા કરવા ઉપર રહેલો છે તો ચાલે, તે ઉપરાંત ઇસુના પોતાના શબ્દો નીચે મુજબ છે કે, "જે કોઇ આ નાનામાંના એકને માત્ર ટાઢા પાણીનું પ્યાલું પીવાને આપશે, તેનું ફળ તે નહિજ ખોશે." વળી તે કહે છે કે, "હું તમને ખચિત કહું છું કે, આ મારા ભાઇઓમાંના બહુ નાનાઓમાંથી એકને તમે તે કીધું એટલે મને કીધું." જેઓએ એવી સેવા કીધી તેઓને પ્રભુ કહેશે કે, "મારા બાપના આશીર્વાદિતો, તમે આવો, જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ તમારે સારૂ તૈયાર કીધેલું છે તેનો વારસો લો." માત્ર ફળની ઇચ્છાથી આપણે સેવા કરીએ છીએ એમ તો નહિજ, પરંતુ જેઓ સ્વાર્થનો ત્યાગ કરીને પ્રભુનો આભાર માનવાના ઇરાદાથી સેવા બજાવે છે તેઓને સારૂ શુભ ફળ તૈયાર રાખેલું છે.

અભ્યાસપાઠ સત્તરમો.

# સુવાર્તા પ્રગટ કરવા વિષે ઇસુ શું શિખવે છે?

ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, "તમે જઇને સર્વ દેશનાઓને શિષ્યો કરો." આખી દુનિયામાં સુવાર્તા પ્રગટ કરવામાં આવે એવી તેની ઇચ્છા છે. તે મોટું કામ કરવાને માટે જે મદદરૂપ સુચના તેના ઉપદેશ અને તેના નમુના ઉપરથી મેળવી શકાય તે આપણે તપાસીએ.

૧. તે આપણને શિખવે છે કે તે કામ કરવાને માટે **આપણે વાસ્તવિક તૈયારી કરવી જોઇએ.** લુક જણાવે છે કે જ્યારે "ઇસુ પોતે બોધ કરવા લાગ્યો ત્યારે તે આસરે ત્રીસ વર્ષની ઉમ્મરનો હતો." તૈયારી કરવામાં તેણે ઘણો લાંબો વખત ગાળ્યો હતો. તે દરમિયાન તેણે શાસ્ત્રનો અભ્યાસ કીધો, પ્રાર્થના કરવાની ટેવ પાડી, અને તેના કામમાં ઉપયોગી થઇ પડે એવા ઘણા વિષયોમાં તે પ્રવિણ થયો હતો. જ્યારે તેના શિષ્યો તેની પાસે આવ્યા ત્યારે તેણે તેઓને ઘણું શિખવ્યું, અને ત્યાર પછી તેણે તેઓને કામ કરવાને મોકલ્યા. જ્યારે તેઓ ત્રણ વર્ષ સુધી પણ તેની સાથે રહેલા હતા ત્યારે તેણે તેઓને ફરમાવ્યું કે તેઓ સુવાર્તા પ્રગટ કરવા નીકળે તે પહેલાં તેઓએ પવિત્ર આત્માની વૃષ્ટિની વાટ જોવી જોઇએ, એ માટે કે તેઓ પરાક્રમથી વેષ્ટિત થયા બાદ સુવાર્તાનું કામ કરે. આ ઉપરથી ઇસુ આપણને શિખવે છે કે પ્રભુનું કામ યથાયોગ્ય રીતે કરવા ચહાતા હોઇએ તો આપણે વાસ્તવિક તૈયારી કરવી જોઇએ. પ્રભુનું કામ તે કંઇ જેવું તેવું કામ નથી. હરકોઇ માણસ વિચાર કર્યા વગર અને તૈયારી કર્યા વગર તે કરી શકે છે, તે પ્રમાણે માનવું તે એક મોટી ભૂલ છે. જેઓ ઇસુની સાથે રહે છે, તેની પાસેથી જ્ઞાન પામે છે, અને

પવિત્ર આત્માથી વેષ્ટિત થાય છે તેઓ સુવાર્તા પ્રગટ કરી શકે છે. જેઓ એ પ્રમાણે કરે છે અને ત્યાર પછી હિમ્મત અને વિશ્વાસુપણાથી મહેનત કરે છે, તેઓના ઉપદેશદ્વારાએ ધર્મની જાગૃતિ થાય છે. એવી તૈયારી વિના ખરી જાગૃતિ થનારજ નથી.

૨. કામ કરવાનો હેતુ શો છે તે ઇસુ આપણને શિખવે છે. જ્યારે તે પોતે ઉપદેશ કરવા લાગ્યો ત્યારે તે એક માછલી પકડનાર અથવા એક ધનુર્ધારી જેવો હતો. માછી એક ખાસ હેતુથી પોતાની જાળી પાણીમાં નાંખે છે, અને ધનુર્ધારી નિશાણી મારવાને પોતાનું ધનુષ્ય તાણે છે. આકાશનું રાજ્ય સ્થાપવા સારૂ ઇસુ આવ્યો, અને તે હેતુ પુરો પાડવાને તેણે ઉપદેશ કીધો અને પરાક્રમી કામ કીધાં. તેણે કહ્યું કે મારી પાસે આવો, મારી પાછળ ચાલો. પોતાના શિષ્યો બીજા લોકોથી જુદા પડે, અને એક ખાસ લોક, આકાશના રાજ્યની પ્રજા થાય એવું તે ચહાતો હતો, અને તેઓ જગત અને જગતપણાથી બચી જાય, એવી તે પ્રાર્થના કરતો હતો. તેઓ પોતાનાં માબાપ, સગાંવહાલાં અને માલમિલકત મુકી દઇને ઇસુને પોતાનું સર્વસ્વ અર્પણ કરે અને તેનીજ સેવા કરે અને મરણના દુઃખ વેઠતાં સુધી તેનેજ વળગી રહે એવી તેની દૃઢ ઇચ્છા અને તેની સખત આજ્ઞા હતી. જ્યારે તેણે પોતાના શિષ્યોને સુવાર્તા પ્રગટ કરવા સારૂ મોકલ્યા ત્યારે તેણે તેઓને કહ્યું કે "શિષ્યો કરો...મેં તમને જે આજ્ઞા કીધી તે સર્વ પાળવાનું તેઓને શિખવતા જાઓ." ઇસુનો તેમજ તેના શિષ્યોનો હેતુ સ્પષ્ટ હતો, અને ઇસુના નમુના તથા શિક્ષણ ઉપરથી આપણે શીખીએ છીએ કે સુવાર્તા પ્રગટ કરવાનો ખરો હેતુ શો છે. તે હેતુ આપણે પણ રાખવો. આકાશના રાજ્યના કોટો બાંધીએ છીએ, ત્યારે આપણે ઉતાવળને લીધે અથવા આપણી પોતાની આશા તૃપ્ત કરવાને માટે કાચું અથવા અનંતકાળ સુધી ટકશે નહિ એવું કંઇ પણ કામ કરવું નહિ.

જે શુદ્ધ અને નિર્મળ ઉદ્દેશ ઈસુ પોતે રાખતો હતો તે આપણો હેતુ પણ હોવો જોઇએ. હજારો માણસોને સુવાર્તા સંભળાવીએ, વસ્તીપત્રક નામથી ભરપૂર થાય, પરંતુ જો **શિષ્યો** થાય નહિ, અને જો મંડળી જગતથી જુદી ન પડે તો સુવાર્તાનું કામ યોગ્ય રીતે કરવામાં આવતું નથી, અને ઇસુનો પ્રધાન હેતુ અને તેની મહાન અભિલાષા પુરી કરવામાં આવતાં નથી.

૩. ઇસુ આપણુને **કામ કરવાની રીત** શિખવે છે.

જો તેની મરજી એવી હોત તો હજારો માણસો તેની પાછળ દોડતા આવત. તે કેવી રીતે પોતાનું રાજ્ય સ્થાપન કરશે તે વિષે શેતાને અને તેના પોતાના શિષ્યોએ પણ તેનું પરીક્ષણ કીધું. જો તેણે ભારે ધામધુમથી પ્રગટ કીધું હોત કે, દાઉદના વંશનો આવનાર રાજા હુંજ છું, અને જો બીજા રાજાઓની પેઠે દૈહિક બળ પર આધાર રાખીને તેણે પોતાનું રાજ્યાસન સ્થાપવાનો પ્રયત્ન કીધો હોત, તો હજારો યહુદીઓ ગાડરિયા પ્રવાહની પેઠે તેની પાછળ ચાલત, અને ધિક્કારાએલા રૂમીઓને હરાવી નાખવાને તેને કુમક આપત. પરંતુ તેણે કહ્યું કે "મારૂં રાજ્ય આ જગતનું નથી; જો મારૂં રાજ્ય આ જગતનું હોત તો મારા સેવકો લડત." જો યહૂદીઓને ખુશી કરવા સારૂ અને તેઓને મેળવી લેવાને માટે તે તેમની ઇચ્છા પ્રમાણે ચાલત, તો તે એક રાજ્ય સ્થાપન કરી શકત ખરો, પણ જેમ આ જગતનાં રાજ્યો કાળચક્રને વશ થાય છે તેમ તેનું રાજ્ય પણ વશ થાત. તે એક આત્મિક રાજ્ય સ્થાપવા આવ્યો અને તેણે આત્મિક સાધનો પસંદ કીધાં. તેનો ઉમદા હેતુ પુરો કરવાને તેણે લાયક સાધનો વાપર્યાં. માણસનું મન અને તેનું હૃદય મેળવી લેવાને તે આવ્યો, માટે તે સત્ય અને દયા સાધન તરીકે વાપરતો હતો. તે પોતે ત્રીસ વર્ષની ઉમ્મરનો થયો હતો ત્યારે તે ઉપદેશ કરવા લાગ્યો, અને પરોપકારી કામ કરવા લાગ્યો; અને જ્યારે તેણે પોતાના શિષ્યોને રાજ્યની સુવાર્તા પ્રગટ કરવા મોકલ્યા ત્યારે તેણે તેઓને પણ કહ્યું કે

ઉપદેશ કરો, અને પરોપકારી કામ કરો. ઇસુ તરવારથી નહિ પણ સત્ય અને દયાથી માણસને જીતે છે. જો બળવાન માણસના હાથમાં તરવાર હોય તો તે સામા માણસને જલદી જીતી શકે, પરંતુ સત્ય વડે તેજ માણસનું મન મેળવી લેવું તે વધારે મુશ્કેલ છે. ઇસુ આપણને શિખવે છે કે જોરજુલમથી નહિ, લાંચ કે લાલચથી નહિ, પણ સત્ય અને નિર્મળ પ્રેમથી માણસોને આકર્ષીને તેમને આકાશના રાજ્યમાં દાખલ કરાવવા જોઇએ.

હવે આપણે વિચાર કરવો જોઇએ કે જે ખાસ હથિયાર ઇસુએ પસંદ કીધું તે તેણે કેવી રીતે વાપર્યું. તે વાતનો અભ્યાસ કરતાં આપણે બે ત્રણ સવાલનો જવાબ શોધીએ.

## (૧) ઇસુએ ક્યાં આગળ ઉપદેશ કીધો?

તેણે મોટાં શહેરો તથા ગામોમાં ઉપદેશ કીધો. જ્યાં ઘણા લોકો ભેગા થતા હતા ત્યાં તે ગયો હતો, અને જેમ ખેડુત સર્વ પ્રકારની ભોંયમાં બી નાખે, જેમ માછી પોતાની જાળી સમુદ્રમાં નાખે છે એ માટે કે હરેક પ્રકારની માછલીઓ તેમાં આવે, તેમ ઇસુએ મોટાં શહેરોમાં લોકોના સમુદાયની આગળ સુવાર્તા પ્રગટ કીધી.

વળી આપણે ઘણી વાર વાંચીએ છીએ કે તેણે સભાસ્થાનમાં કામ કીધું. ત્યાં પોતાની કોમ અને પોતાના ધર્મના માણસો ભજનસેવા કરવાને એકઠા થતા. ઇસુએ તેઓની આગળ સુવાર્તા પ્રગટ કીધી. તેઓ ધર્મચુસ્ત હતા, પણ તેઓનું જ્ઞાન ઓછું હતું, અને જો કે તેઓ યહોવાહના લોકો કહેવાયલા હતા તો પણ તેઓ વહેમી, અજ્ઞાની અને યહોવાહના લોકોને નહિ છાજે એવી રીતે ચાલતા હતા. તેઓને સુધારવાને ઇસુ યત્ન કરતો, વળી તે નાનાં ગામડાંમાં પણ કામ કરતો. શહેરોમાં ભણેલા અને હોશિયાર માણસો મળે છે. ગામડાંમાં અભણ પણ સાદા લોકો ઘણે ભાગે મળે છે. ઇસુએ તેઓને

મેળવી લેવાને પ્રયત્ન કીધો. "સઘળાં નગરોમાં તથા ગામોમાં તે ફરતો ગયો."

વળી તેણે ઘણીવાર પોતાના મિત્રોનાં ઘરોમાં સુવાર્તાનું કામ કીધું. તેના એક શિષ્યે તેને નોતરું આપ્યું કે તે તેના ઘરમાં આવે, ત્યાં તેણે પોતાની પંક્તિના ઘણા લોકોને એકઠા કીધા. ઇસુએ ત્યાં જઇને તેઓને ઉપદેશ કીધો. બીજા એક માણસને તેણે કહ્યું કે "મારે આજ તારે ઘેર ઉતરવાનું છે." તે ત્યાં ગયો હતો અને પરિણામ આ હતું કે તે દિવસે તે ઘરમાં તારણ આવ્યું. વળી તેણે પોતાના ઘરમાં પણ રહીને એક કે બે અથવા ઘણા માણસોને બોધ કીધો. રસ્તે ચાલતાં પણ તેણે કામ કીધું, અને તે કામ ઘણું સફળ થયું. આ ઉપરથી જો આપણે કહીએ કે ઇસુ સર્વ પ્રસંગે અને સર્વ ઠેકાણે સુવાર્તાનું કામ કરતો હતો તો ચાલશે. આ બાબતમાં આપણે તેને અનુસરવો જોઇએ. દેવળમાં, બજારમાં, ગામડામાં, આપણા મિત્રોનાં ઘરોમાં, આપણા પોતાના ઘરમાં, રસ્તે ચાલતાં હરેક ઠેકાણે આપણે પણ પ્રભુનું કામ કરી શકીએ છીએ. જો ઇસુની પેઠે આપણે હરેક તકનો લાભ લઇએ તો કેટલું સારું! તેમ કરવાથી વધારે કામ કરવામાં આવે અને વધારે ફળ મળે.

## (૨) ઇસુએ કોની આગળ કામ કીધું?

આપણે જોઇ ગયા કે ઇસુએ શહેરના તથા ગામડાંના માણસોની આગળ ઉપદેશ કીધો. નાનાં બાળકોને તેણે આશીર્વાદ દીધો. વિદ્વાનોની સાથે તેણે ધર્મ સંબંધી વાતચિત કીધી. ગરીબ લોકોને તેણે સત્યનો ખરો માર્ગ દેખાડયો, તવંગરોની સાથે તેણે ખરા દ્રવ્ય વિષે વાત કીધી. તે સર્વ ઉપર હેત રાખતો હતો પણ પાપીઓની સાથે તેનો ખાસ નિકટનો સંબંધ હતો. તેઓ પુરૂષ હોય અથવા સ્ત્રી હોય તોપણ તે તેમના ઉપર પ્રીતિ કરતો હતો અને તેઓને બચાવવાને માટે તે તેઓની પાછળ મહેનત કરતો હતો. આ

પ્રમાણે ઉંચ અને નીચ, જ્ઞાનીઓ અને અભણુ, કુલીન અને અણુસુધરેલાની સાથે તે પ્રેમનો સંબંધ રાખતો હતો, અને તેઓનાં હૃદયોમાં આકાશનુ રાજ્ય સ્થાપવામાં આવે એવું તે ચહાતો હતો. તે બાબતમાં પણ આપણે તેનાં પગલાંમાં ચાલતું જોઇએ, અને હરેક માણસને અતિશય મુલ્યવાન ગણીને તેને પ્રભુની પાસે આકર્ષવાની કોશીશ કરવી. જેમ ઇસુએ પૃથક પૃથક માણસોની પાછળ મહેનત કીધી તેમ આપણે પણ ધીરજ અને આશાથી મહેનત કરવી.

## (૩) ઇસુએ શાનો ઉપદેશ કીધો?

જ્યારે ઇસુ ઉપદેશ કરતો હતો ત્યારે તેણે ઘણા વિષયો વિષે વાત કીધી. લોકોએ સવાલ પુછ્યો ત્યારે તેણે ઉત્તર આપ્યો. જો કે તેણે અનેક બાબતો વિષે વાત કીધી તોપણ તેણે કેટલાએક વિષયો પર ખાસ ભાર મુકીને તેઓને અતિ અગત્યના ઠરાવ્યા. પસ્તાવો કરવો જોઇએ. આકાશનું રાજ્ય સ્વીકારવા વિષે, નવો જન્મ પામવા વિષે, આત્મિક ભુખ અને તરસ અને તેમની તૃપ્તિ વિષે, ન્યાયના દિવસ વિષે, માણુસ પરમેશ્વરને પ્રિય છે તે વિષે, દરેક માણસનો આત્મા અતિશય મુલ્યવાન છે તે વિષે, ને પોતે માણસનું તારણ સાધવા સારૂ આવ્યો હતો તે વિષે, તે પાપીઓનો અંગીકાર કરવા ચાહે છે તે વિષે, માણસે તેને પસંદ કરવો જોઇએ, અને તેના સંબંધી નિર્ણય ઉપર આવવું જોઇએ તે વિષે. એવા વિષયો પર તે ખાસ ભાર મુકતો હતો, અને તેના હરેક ભાષણનો તાણોવાણો એવા વિષયોનો હતો. આમાં આપણે પણ તેણે આપેલો નમુનો અનુસરીએ. આપણે ભાષણ કરીએ છીએ ત્યારે પ્રસ્તાવના તરીકે અથવા લોકોનું લક્ષ આકર્ષવાને માટે અનેક નવી જુની યુક્તિઓ કરીએ, પરંતુ જેમ પાદરના અનેક સેરડાઓ સડકમાં ભળી જાય છે તેમજ બીજા બધા વિષયો આ પ્રધાન વાતોની પ્રસ્તાવના હોવી જોઇએ. તેઓનો સાર આ છે કે માણુસ પાપી છે અને દોષિત ઠર્યું છે. દેવ તેના

ઉપર પ્રીતિ કરે છે અને તેનો ઉદ્ધાર કરવા ચાહે છે. પસ્તાવો કરવાથી અને ઈસુ પર વિશ્વાસ કરવાથી, તેને વળગી રહેવાથી અને તેને લીધે સ્વીકાર કરવાથી માણસ તારણ, પવિત્રાઈ, શાન્તિ, અને સર્વકાળનો આનંદ પામે છે. સર્વને સારૂ ઈસુએ પોતાનું લોહી આપ્યું, અને તેનું લોહી આખા જગતના લોકોનાં પાપ ધોવાને અને સર્વ માણસોનાં મન શુદ્ધ કરવાને શક્તિમાન છે.

---

અભ્યાસપાઠ અઢારમો.

# ભવિષ્ય વિષે ઇસુ શું શિખવે છે?

## (૧) સુવાર્તાના ફેલાવ વિષે.

આકાશના રાજ્યને સ્થાપવા સારૂ ઇસુ આવ્યો, પરંતુ તે માત્ર ત્રીસ વર્ષ લગી પૃથ્વી પર રહ્યો, અને તેણે માત્ર ત્રણ વર્ષ સુધી જાહેરાત કામ કીધું. તેણે પોતાના રાજ્યના પાયા નાખ્યા પછી જ્યાંથી તે આવ્યો હતો ત્યાં તે પાછો ગયો. તે પોતાના શિષ્યોની મધ્યે રહેતો હતો ત્યારે તે તેઓને કહેતો કે, મરણ પછી હું કબરમાંથી ઉઠીશ. તે પ્રમાણે તે ત્રીજે દિવસે ઉઠયો. વળી તે પોતાના બાપની પાસે પાછો ગયો, ત્યાર પહેલાં પોતાનું કામ ચાલુ રાખવાને તેણે વાસ્તવિક ગોઠવણ કીધી. તેણે તે કામ પોતાના શિષ્યોના હાથમાં સોંપ્યું, અને તેઓ તે કરવાને યોગ્ય થાય માટે તેણે તેઓને તેના પવિત્ર આત્માથી વેષ્ટિત કીધા. સુવાર્તાનો ફેલાવ તથા આકાશના રાજ્યનો વિસ્તાર ભવિષ્યમાં કેવી રીતે થશે તે સંબંધી તે વારંવાર દૃષ્ટાંતદ્વારે ઉપદેશ કરતો. તેણે કહ્યું કે, "આકાશનું રાજ્ય રાઇના બી જેવું છે, જેને એક જણે લઇને પોતાના ખેતરમાં વાવ્યું. તે સઘળાં બી કરતાં નાનું છે, પણ વધ્યા પછી છોડવા કરતાં તે મોટું થાય છે, ને એવું ઝાડ પણ થાય છે કે આકાશનાં પક્ષીઓ આવીને તેની ડાળીઓ પર વાસો કરે છે" (માત્થી ૧૩; ૩૧: માર્ક ૪; ૩૧: લુક ૧૩; ૧૯). આ પ્રમાણે ભિન્ન ભિન્ન દાખલાઓદ્વારે ઇસુ શિખવતો કે આગળ જતાં તેનું રાજ્ય વૃદ્ધિ પામશે, અને તેના પ્રતાપથી સર્વ દેશના લોકો આશીર્વાદ પામશે.

તેણે પોતાના શિષ્યોને માથે સુવાર્તા ફેલાવવાની ફરજ મુકી, પરંતુ તેણે અગાઉથી તેઓને ચેતવણી દીધી કે આ કામ

કરતાં તેઓને અતિશય દુઃખ વેઠવું પડશે. સર્વ દેશના સર્વ લોકો ખુશાથી સુવાર્તાનો અંગીકાર કરશે એમ તે શિખવતો ન હતો, પરંતુ તેણે તેઓને ખાતરી આપી કે સર્વ પ્રજાઓને સાક્ષી થવા સારૂ રાજ્યની સુવાર્તા આખા જગતમાં પ્રગટ કરાશે (માત્થી ૨૪; ૧૪.) સૈ કોઈ તે સ્વીકારશે, અને જે કોઇ પોતાને ખ્રીસ્તનો શિષ્ય કહેવડાવે તે ખરેખર ખ્રીસ્તનો શિષ્ય છે એવી ઠાલી આશાથી તે પોતાના શિષ્યોને છેતરતો ન હતો. જેમ લોકો તેની સામે થયા અને તેને સતાવતા, તેમ તેઓ સુવાર્તાના ઉપદેશકો વિરૂદ્ધ અનેક યુક્તિઓ રચશે અને તેમના કામમાં ખલેલ પહોંચાડશે, એમ તે શિખવતો. વળી તેણે કહ્યું કે "આકાશનું રાજ્ય જાળના જેવું છે, જેને લોકે સમુદ્રમાં નાખી ને હરેક જાતનું તેમાં સમેટાયું" (માત્થી ૧૩: ૪૭). "તે એક માણુસના જેવું છે કે જેણે પોતાના ખેતરમાં સારૂં બી વાવ્યું, પણ માણુસો ઉંઘતા હતા ત્યારે તેના વૈરીએ આવીને ઘઉંમાં કડવા દાણા વાવ્યા, ને ચાલ્યો ગયો."

આ ઉપરથી આપણે અનુમાન કરીએ છીએ કે ઇસુ શિખવતો કે સુવાર્તા આખી દુનિયામાં ફેલાઇ જશે, પરંતુ સર્વ લોકો તેનો અંગીકાર કરશે નહિ, અને જેઓ તેનો સ્વીકાર કરશે તેઓ સર્વ ઇસુના ખરા તથા વિશ્વાસુ શિષ્યો થશે એમ નહિ, પણ તેઓમાંના ઘણા નકામાં માછલાં અથવા કડવા દાણા જેવા નિવડશે. ઉપદેશ કરતાં શિષ્યોને અનેક અડચણો નડશે, અને દુઃખ વેઠતાં તેઓ આખી દુનિયામાં સુવાર્તા પ્રગટ કરશે.

## (૨) પોતાના પાછા આવવા વિષે.

ઇસુ શિખવતો કે મરણ પછી હું ઉઠીશ, અને તે શિક્ષણ મુજબ તે ત્રીજે દિવસે ઉઠયો. ઉઠયા પછી ચાળીસ દહાડા સુધી તે પૃથ્વી ઉપર રહ્યો, ત્યાર બાદ તેના શિષ્યોના દેખતાં તે સ્વર્ગે ગયો. જેમ તે મરણ પહેલાં કહેતો કે હું ઉઠીશ તેમ

તે કહેતો કે બાપને ઘેર ગયા પછી હું પાછો આવીશ:— "જ્યારે માણુસનો દીકરો પોતાના મહિમામાં સર્વ પવિત્ર દૂતો સુદ્ધાં આવશે" (મા. ૨૫; ૩૧). જ્યારે તે પોતાના શિષ્યોના દેખતાં ઉપર લઈ જવાયો ને વાદળાંઓએ તેઓની દૃષ્ટિથી તેને ઢાંકી દીધો, ત્યારે ઉજળાં વસ્ત્ર પહેરેલા બે પુરૂષે તેઓને કહ્યું કે......"એજ ઇસુ જે તમારી પાસેથી આકાશમાં લઇ લેવામાં આવ્યો છે, જેમ તમે તેને આકાશમાં જતો જોયો તેમજ પાછો આવશે" (પ્રે. કૃ. ૧; ૧૧). આ અલૌકિક વાત સંબંધી ઇસુનું શિક્ષણ ચોક્કસ હતું, તેથી પ્રેરિતો અને તેમના જમાનાના ઘણાખરા ખ્રીસ્તીઓ ઇસુના આવવાની રાહ આતુરતાથી જોતા હતા, અને તેમની અપેક્ષા એવી હતી કે જો તે વહેલો આવે તો સારૂં. નિઃસંદેહ તેઓ ધારતા હતા કે અમે હૈયાત છીએ એટલામાં મહિમાથી વેષ્ટિત થએલો ઇસુ રાજ્ય કરવાને આકાશથી પ્રત્યક્ષ આવશે. એવા દૃઢ વિશ્વાસને લીધે તેઓમાંના કેટલાએક અતિશય હિમ્મતવાન તથા આસ્થાવાન બન્યા, અને તેજ સિદ્ધાન્ત માન્ય કરવાથી બીજા કેટલાએક આળસુ બનીને સંસારનો ત્યાગ કીધો, અને મંડળીને બોજારૂપ તથા ઠોકરરૂપ નિવડ્યા.

ઇસુ શિખવતો કે હું પાછો આવીશ તે વાત નિઃસંદેહ છે, તથાપિ હું ક્યારે આવીશ તે વિષે તેણે નક્કી ખબર આપી નહિ, અને તેના શિક્ષણ ઉપરથી કોઇ પણ માણસ તેના આવવાનો દિવસ પ્રગટ કરી શકતો નથી; એટલુંજ નહિ પણ તે પ્રમાણે કરવાની કોશિશ કરવી તે ઉચિત નથી. "જે કાળ તથા સમય બાપે પોતાના અખત્યારમાં રાખ્યા છે, તે જાણવાનું તમારૂં કામ નથી." તે ભિન્ન ભિન્ન રીતે પોતાના લોકોની પાસે આવે છે, એવું તે સુચવતો. જ્યારે તે કોઇ પણ માણુસના હૃદયમાં વાસો કરે છે ત્યારે તે માણુસની પાસે તે પાછો આવ્યો છે એમ કહેવાય. પચાસમે દિવસે તે ઘણા પરાક્રમસહિત પોતાની મંડળીમાં પાછો આવ્યો. જ્યારે કોઇ

માણુસના હ્રદયમાં અથવા કોઇ મંડળીમાં ધર્મની જાગૃતિ થાય છે ત્યારે મહિમાસહિત ઇસુ પાછો આવ્યો છે, તે પ્રમાણે કહેવું અઘટિત નથી. વળી જ્યારે તે મરણદ્વારે પોતાના લોકોને એક પછી એક પોતાની પાસે બોલાવે છે ત્યારે તે તેમને તેડવા પાછો આવ્યો છે એમ સાચાઇથી કહેવાય. પરંતુ જો આપણે આટલુંજ કહીએ તો તે બસ નથી, કેમકે ઇસુ શિખવતો કે **હું તમારી આંખો આગળ હાજર થઇશ,** તે ફરીથી આ પૃથ્વી ઉપર ઉભો રહેશે, જેમ તે પોતાના શિષ્યોના દેખતાં ગયો તેમ તે પાછો આવશે. તે રોજ રોજ આત્મિક તથા અદૃશ્ય રીતે આવે છે, પણ એક દિવસ તે ખરેખર ઉઘાડી રીતે આવશે અને તેના લોકો તેને દેખશે. "તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઇ પણ જાણતો નથી, આકાશના દૂતો નહિ ને દીકરો પણ નહિ." તેના આવવાની તિથિ સંબંધી ઇસુ પોતે જાણતો નહોતો, અને હજી સુધી બાપે તે પ્રગટ કીધી નથી. માટે આપણે હંમેશાં તૈયારીમાં રહેવું જોઇએ. તે દહાડો ચોરની પેઠે આવશે: "જે દાસોને ધણી આવીને જાગતા જોશે તેઓને ધન્ય છે." આપણે માથે જે ફરજ મુકેલી છે તેને જોશીની ઉપમા નહિ અપાય, પણ જે વિશ્વાસુ કારભારી પોતાના ધણીની રાહ જુએ છે તેના જેવા આપણે થવું જોઇએ.

### ૩. પુનરૂત્થાન તથા ઇનસાફનો દહાડો.

જ્યારે ઇસુ આવશે ત્યારે તે ઓચિંતો આવશે: તે શું કરવાને માટે આવશે?

**(ક) તે આવશે ત્યારે સર્વ જેઓ કબરોમાં છે તેઓ તેની વાણી સાંભળશે ને ઉત્થાન પામવા સારૂ નીકળી આવશે.** સાદુકીઓ માનતા હતા કે પુનરૂત્થાન નથી, તેઓને ઇસુએ કહ્યું કે "મુએલાંઓના પુનરૂથાન સબંધી દેવે જે તમને કહ્યું તે શું તમે નથી વાંચ્યું? કે હું ઇબ્રાહીમનો દેવ, તથા ઇસ્હાકનો દેવ, તથા યાકુબનો દેવ છું? તે મુએલાંઓનો દેવ નથી, પણ જીવતાંઓનો દેવ છે." પુનરૂત્થાન થશે તે સંબંધી ઇસુ વિવાદ

કરતો ન હતો; પણ વિવાદ વગર તે એ સિદ્ધાન્ત સ્વીકારતો હતો. તે પાછો આવશે ત્યારે પુનરૂત્થાન થશે અને આપણાં શરીર નાશથી બચાવવાને તેણે જે કીધું તે ફળીભૂત થશે અને આપણી અપેક્ષા ફળીભૂત થશે.

(ખ) વળી તે પાછો આવશે ત્યારે તે પોતાના **મહિમાના રાજ્યાસન પર બેસશે,** અને સર્વ લોક તેની આગળ એકઠા કરાશે; ને જેમ ઘેટાંપાળક ઘેટાં ને બકરાંને જુદાં પાડે છે તેમ તે તેઓને એકબીજાથી જુદા પાડશે અને ઘેટાંને તે પોતાને જમણે હાથે પણ બકરાંને ડાબે હાથે રાખશે (માત્થી ૨૫). પ્રાચીન કાળના યહુદીઓ ઘણી વાર પાપ અને તેની શિક્ષા સંબંધી ચિંતા કરતા હતા. તેઓએ જોયું હતું કે ભુંડો માણસ આબાદ થાય છે અને ભકતો લુખો રોટલો ખાય છે. એ વાત તેઓ સમજી શકતા ન હતા, કેમકે તેઓ ધારતા હતા કે સંસારી સુખ તે દેવના આશીર્વાદની મુદ્રા છે, અને દુઃખ તે દેવના કોપનો પુરાવો છે, માટે તેઓ વારંવાર બૂમ પાડતા દેખાય છે કે "હે દેવ, તું કયારે ઇન્સાફ કરશે?" ઇસુનું શિક્ષણ એવું હતું કે પુનરૂત્થાન પછી હરકોઇનો અદલ ઇન્સાફ કરવામાં આવશે. "હું તમને કહું છું કે, જે હરેક નકામી વાત માણસો બોલશે તે સંબંધી ન્યાયકાળે તેઓને જવાબ આપવો પડશે." ન્યાય કરવાનો અધિકાર બાપે દીકરાને સોંપ્યો છે, માટે પુનરૂત્થાન પછી માણસનો દીકરો રાજ્યાસન પર બેસશે અને સર્વ દેશજાતીઓનો ન્યાય કરશે. જેઓએ સારાં કામ કીધાં છે તેઓને તે કહેશે કે "તમે આવો. જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ તમારે સારૂ તૈયાર કીધેલું છે તેનો વારસો લો." જેઓએ ભુંડાં કામ કીધાં છે તેઓને તે કહેશે કે "ઓ શાપિતો, જે સર્વકાલિક અગ્નિ શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલો છે, તેમાં તમે મારી આગળથી જાઓ."

જેઓએ સારાં કામ કીધાં છે તેઓની સ્થિતિ કેવી થશે તેનું વર્ણન આપણાથી કરાય નહિ. ત્યાં સુખ છે, કેમકે તેઓને

સારૂ એક રાજ્ય તૈયાર કીધેલું છે. ત્યાં ઇસુ છે અને તેઓ તેની પાસે રહે છે, એ વાત અવર્ણનિય સુખ તથા અપાર આનંદ સુચવે છે. તે સુખ તથા આનંદ અક્ષય છે, તેનો અંત કદી આવશે નહિ અને તે કદી પણ ઘટશે નહિ. વળી ત્યાં તેના સેવકો તેની સેવા કરશે. તેઓ આ પૃથ્વી ઉપર રહેતા હતા ત્યારે તેની સેવા કરવી તે પરમાનંદ છે એમ તેઓ માનતા હતા, પરંતુ તેઓ યથાયોગ્ય રીતે તેની સેવા બજાવી શકતા ન હતા. ઈહલોકમાં અનેક અડચણો નડતી હતી અને સેવા બજાવવાની હરેક શક્તિ સંકોચિત હતી. પણ ત્યાં અડચણ નડશે નહિ અને હરેક શક્તિ પ્રફુલ્લિત થશે. ઇસુ તેઓને કહેશે કે "શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં વિશ્વાસુ થયો છે; હું તને ઘણા પર ઠરાવીશ." જેઓએ સારાં કામ કીધાં તેઓ સર્વકાળિક જીવનમાં જશે, પણ જેઓએ ભુંડાં કામ કીધાં તેઓ સર્વકાળિક શાસનમાં જશે. જેમ આપણે ભક્તોના સર્વકાળિક સુખનું વર્ણન કરી શકતા નથી તેમ આપણે પાપીઓના સર્વકાળિક દુઃખનું વર્ણન કરી શકતા નથી; તે વિષે આપણે કદી ન જાણીએ તો કેવું સારૂં! જો તમારી અપેક્ષા એવી હોય તો ઇસુની વાત ગ્રહણ કરો. તેણે કહ્યું કે, "પુનરૂત્થાન તથા જીવન હું છું, જે મારા પર વિશ્વાસ કરે છે તે જો કે મરી જાય તો પણ જીવતો થશે, અને જે કોઇ જીવતાં મારા પર વિશ્વાસ કરે છે, તે કદી નહિજ મરશે. તું શું એવો વિશ્વાસ રાખે છે?"

---

ખ્રીસ્તી ધર્મ સંબંધી બીજી ઘણી ચોપડીઓ ગુજરાતીમાં તૈયાર કરવામાં આવી છે, ને સસ્તી કિમ્મતે વેચાય છે; એવી ચોપડીઓ વાંચવાની અથવા ખ્રીસ્તી ધર્મ વિષે જ્ઞાન પામવાની કોઈને ઈચ્છા હોય તો નીચે જણાવેલાં શહેરો તથા ગામોમાં પાદરી સાહેબો રહે છે, તેઓમાના કોઈ પણ પાદરી સાહેબની મુલાકાત લીધાથી તેમની ઈચ્છા ફળીભૂત થશે.

અમદાવાદ, સુરત. વડોદરા. આણંદ. બોરસદ. ખંભાત, ભરૂચ. અંકલેશ્વર. વલસાડ, જલાલપોર. કઠાણું. ગોધરા, દાહોદ. ઝાલોદ, નડીઆદ, પરાંતિજ, વઢવાણ કાંપ. ઘોઘા, રાજકોટ, ડિસા, ખેડા, સાણંદ, ધોળકા. મહેમદાવાદ, વિરમગામ, ઉમલ્લા, ઈત્યાદિ.

કચ્છભુજ તથા માંડવીમાં પણ ખ્રીસ્તી બોધકોની મુલાકાત થઈ શકશે.